સ્વ. સૌ. કમળા સ્મારક ગ્રંથાવલી. પુ. ૨.

# ઈશ્વરચન્દ્ર વિદ્યાસાગર.



લેખક

શિવપ્રસાદ દલપતરામ પંડિત.

સ્વ. અ. સૌ. કમળા સ્મારક ગ્રન્થાવલી. પુ. ૨.

# ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગર.

( સચિત્ર જીવનચરિત્ર )

લેખક અને પ્રકાશક,

શિવપ્રસાદ દલપતરામ પંડિત.
બારાં (કોટાસ્ટેટ)
'મૈત્રેયી' તથા 'દેવી અઘોરકામિની' નો લેખક.



સંવત ૧૯૬૭. સને ૧૯૧૧.

અમદાવાદ—"વિજય પ્રવર્તક" પ્રેસના માલેક,
પા. મોહનલાલ મગનલાલે છાપ્યું.
ઠે. પીરમશા રોડ—અમદાવાદ.

મૂલ્ય ૦-૫-૦.

*****************

## આ પુસ્તક રચવામાં નીચે લખેલાં પુસ્તકોની મદદ લીધી છે.

૧. શ્રી ચંડિચરણ બંદોપાધ્યાય કૃત 'વિદ્યાસાગર, તૃતીયસંસ્કરણ મ્હોટા કદના પૃષ્ઠ લગભગ ૬૦૦.

૨. શ્રી બિહારીલાલ સરકાર રચિત ચરિત્ર દ્વિતીય સંસ્કરણ પૃ. ૫૮૭.

૩. કવિવર્ય રવીન્દ્રનાથ ઠાકુરકૃત વિદ્યાસાગર ચરિત.

૪. ભારત ગૌરવ ચરિતાવલીમાંનું વિદ્યાસાગર ચરિત.

૫. હિન્દી સરસ્વતીમાં કેટલાક વર્ષ પૂર્વે પ્રગટ થયેલું ચરિત્ર.

૬. નાગરી પ્રચારિણી સભા તરફથી "ભાષા સારસંગ્રહ ભાગ બીજા" માં પ્રસિદ્ધ થયેલું ચરિત્ર.

૭. પ્રસિદ્ધ લેખક સ્વર્ગસ્થ રજનીકાન્ત બાબુ કૃત 'પ્રતિભા' માંનું ચરિત્ર તથા વિદ્યાસાગર જયંતિ નિમિત્તે વિવિધ સ્થળે અપાયેલાં ભાષણો.

# અર્પણ–પત્રિકા.



વિદ્યાસાગરને અનુરૂપ અનેક સદ્‌ગુણોથી વિભૂષિત

ગુજરાતના પ્રસિદ્ધ સુધારક પરમશ્રદ્ધાસ્પદ પૂજ્ય

રા બા. લાલશંકરભાઈ ઉમિયાશંકરના

ચરણ કમળમાં

ત્હેમના અનેક સદ્‌ગુણો,

પરોપકારી કાર્યો તથા મ્હારા ઉપરના સ્નેહ

અને કૃપાને માટે શ્રદ્ધા અને કૃતજ્ઞતા પૂર્વક સવિનય

સમર્પિત.

બારાં–કોટાસ્ટેટ
રાજપુતાના.
૨૦ ઑગસ્ટ ૧૯૧૧.

શિવપ્રસાદ દલપતરામ પંડિત.



# અનુક્રમણિકા.




| પ્રકરણ. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧ | પૂર્વજો તથા જન્મ સંબંધી વૃત્તાંત | ૧–૧૧ |
| ૨ | બાલ્યકાળ | ૧૧–૧૪ |
| ૩ | વિદ્યાર્થી જીવન | ૧૪–૨૭ |
| ૪ | સરકારી નોકરીમાં વિદ્યાસાગર | ૨૭–૪૩ |
| ૫ | વિદ્યાસાગરની સાહિત્ય સેવા | ૪૪–૪૮ |
| ૬ | સ્ત્રી કેળવણી માટે વિદ્યાસાગરનો પ્રયાસ | ૪૯–૫૬ |
| ૭ | વિધવા વિવાહનો પ્રચાર | ૫૭–૬૮ |
| ૮ | સંસાર સુધારાનાં બીજાં કાર્યો | ૬૮–૭૭ |
| ૯ | જ્ઞાન અને શિક્ષણનો પ્રચાર | ૭૮–૮૨ |
| ૧૦ | પરોપકારનાં કાર્યો | ૮૩–૯૬ |
| ૧૧ | કુટુંબ તથા મિત્રો સાથેનો સંબંધ | ૯૬–૧૦૩ |
| ૧૨ | સ્વર્ગારોહણ | ૧૦૪–૧૦૯ |




# પ્રસ્તાવના.

દયા અને વિદ્યાના સાગર રૂપ મહાત્મા પંડિત ઈશ્વરચન્દ્ર વિદ્યાસાગરનું આ સંક્ષિપ્ત જીવન ચરિત્ર ગુજરાતી વાંચક વર્ગ સમક્ષ રજુ કરતાં મ્હને આનંદ અને ક્ષોભ ઉભય થાય છે. આનંદ એટલા માટે કે, જે મહાત્મા કેવળ બંગાળીઓને માટેજ નહીં પરન્તુ આખા સભ્ય જગતના પૂજનીય છે, ત્હેમની પુણ્ય ગાથા ગાવાનો તથા ત્હેમના પવિત્ર અને અનુકરણીય ચરિત્રનો ગુજરાતી પ્રજાને યત્ કિંચિત્ ભાસ કરાવવાનો સુયોગ મ્હને પ્રાપ્ત થયો છે. ક્ષોભ એટલા સારૂ કે એમની પ્રતિભા એટલી ઉચ્ચ હતી, એમની વિદ્વત્તા એટલી અગાધ હતી, ત્હેમનું ચારિત્ર્ય એટલું બધું વિશુદ્ધ હતુ, ત્હેમની સદ્કાર્યોમાં પ્રવૃત્તિ એટલી બધી વ્યાપક હતી, કે એમાંના એક અંશને પણ મ્હારા જેવા ક્ષુદ્ર લેખકને હાથે ન્યાય આપી શકાય એ અસંભવિત છે. એ મહાત્માનું જીવન ચરિત્ર તો એમનાજ જેવા કોઈ પ્રતિભાવાન, સહૃદય પરોપકારી વિદ્વાનને હાથે લખાય તોજ ત્હેમની મહત્તાનો યથાર્થ ચિતાર વાંચકને મળી શકે.

વળી મ્હારા ઉપર બીજો એ પણ આક્ષેપ થવાનો સંભવ છે કે ગુજરાત વર્નાકયુલર સોસાઈટી દ્વારા એ મહાત્માનું એક વિસ્તૃત જીવન ચરિત્ર પ્રગટ થયેલું હોવા છતાં પણ આ પુસ્તકની શી આવશ્યકતા હતી? નિઃસંદેહ સ્વર્ગસ્થ રા. કૃપાશંકર દોલતરામ ત્રવાડીનું લખેલું એ ચરિત્ર ઘણુંજ ઉત્તમ છે, અને મહાત્મા વિદ્યાસાગરના ચરિત્રનો વધારે પરિચય મેળવવાની જે વાંચકોને ઇચ્છા થાય ત્હેમને એ ચરિત્ર વાંચવાની મ્હારી ખાસ આગ્રહ પૂર્વક વિનંતિ છે. પરન્તુ દિલગીરીની વાત એ છે કે એ પુસ્તકનો પ્રચાર આપણી ભાષામાં ઘણો થોડો થયો છે. મહાત્મા વિદ્યાસાગર ઉપરની મ્હારી આંતરિક શ્રદ્ધા ભક્તિને લીધે ત્હેમનું એક જીવન ચરિત્ર સસ્તે ભાવે ગુજરાતી વાંચકોને પુરૂં પાડવાની મ્હારી ઇચ્છા હતી અને ત્હેને લીધે આ પ્રયાસ આ

કરવામાં આવ્યો છે. બીજું એ, કે રા. કૃપાશંકરનાં પુસ્તકને પ્રગટ થયે લગભગ બાર વર્ષનો અરસો થઇ ગયો છે. તે સમયમાં ઘણા પ્રતિષ્ઠિત બંગાળી લેખકોએ વિદ્યાસાગરનાં નવાં જીવન ચરિત્રો લખ્યાં છે, અને ત્હેમના ચરિત્ર સંબંધી ઘણી નવી ઘટનાઓ એ અરસામાં બહાર આવી છે. એ સર્વ પુસ્તકોને આધારે પ્રસ્તુત પુસ્તક રચાયું છે. જે પુસ્તકોને આધારે આ ગ્રન્થ રચવામાં આવ્યો છે, ત્હેમનો ઉલ્લેખ અન્યત્ર કરવામાં આવ્યો છે. હું તે સર્વ લેખકોનો ખરા અંતઃકરણ પૂર્વક આભાર માનુછું.

આ પુસ્તકના કેટલાક ભાગનું જાહેર વાંચન, ગયે વર્ષે, વિદ્યાસાગરની જન્મ તિથિને દિને, અમદાવાદના પ્રેમાભાઈ હૉલમાં, ગુજરાત સાહિત્ય સભા તરફથી, મ્હારા સન્મિત્ર ડૉક્ટર હરિપ્રસાદ વ્રજરાય દેસાઇએ કર્યું હતું. એ પ્રસંગે પ્રમુખસ્થાને બિરાજીને તથા આ ચરિત્ર પુસ્તકાકાર પ્રગટ થતી વખતે ત્હેનું સમર્પણ સ્વીકારીને રા. બા. લાલશંકરભાઇએ મ્હારા ઉપર અત્યંત ઉપકાર કર્યો છે. બંગાળાના એક પ્રસિદ્ધ સુધારકનું ચરિત્ર, ત્હેમનાજ જેવા, ગુજરાતના એક વૃદ્ધ અને દૃઢ સુધારકને સમર્પિત થાય એ મ્હને ઘણુંજ બંધબેસતુ લાગેછે. હું તો એ ઉભય મહાશયોના ચરિત્રમાં ઘણીજ સમાનતા જોઉછું. રા. બા. લાલશંકરભાઇએ પણ વિદ્યાસાગરની માફક એક ઉચ્ચ વેદાધ્યાયી કુટુંબમાં જન્મ ધારણ કર્યોછે. બાલ્યાવસ્થામાં ત્હેમને પણ સંસ્કૃત ભાષા અને સામવેદના કર્મકાંડનું જ્ઞાન આપવામાં આવ્યું હતું. વિદ્યાસાગરના પિતા ઠાકુરદાસની પેઠે સ્વર્ગસ્થ વેદ મૂર્તિ ઉમિયાશંકરજી ત્રવાડીની સ્વાભાવિક ઈચ્છા પણ કદાચ એજ હશે કે ત્હેમના સત્પુત્ર પોતાનીજ માફક એક દક્ષ કર્મ કાંડી તરીકે ખ્યાતિ મેળવે. પરન્તુ રા. બા. લાલશંકરભાઇ સ્વેચ્છા અને જાત મહેનતથી, અંગ્રેજી ભાષા અને કાયદાનું સારૂં જ્ઞાન મેળવીને, વિદ્યાસાગરની માફક અંગ્રેજ સરકારની ઉત્તમ સેવા બજાવવા ભાગ્યશાળી નીવડયાછે. સનાતન ધર્મી નાગર બ્રાહ્મણ કુટુંબમાં જન્મ્યા છતાં પણ પોતે વિદ્યાસાગરની માફક લોકાચારના હાનિકારક-

દૃઢ બંધનોને તોડી નાંખીને સમાજને ત્હેના પાશમાંથી મુક્ત કરવાનો સંગ્રામ આજ દિન સૂધી ચલાવી રહ્યાછે. કન્યા કેળવણીનો પ્રચાર, બાળ લગ્ન અને બહુ વિવાહનો નિષેધ, વિધવાઓનાં દુ:ખ નિવારણુ, અનાથ બાળકોનું સંરક્ષણુ, હીણાતા અને તરછોડાતા અત્યંજો તથા પતિતોનો ઉદ્ધાર, માદક પદાર્થોનો નિષેધ, અને નીતિના શિક્ષણનો પ્રચાર આદિ સામાજીક સુધારાના પ્રત્યેક વિષયને માટે તેઓ તનમન અને ધનથી સ્વાત્મ ભોગ આપીને પ્રયત્ન કરી રહ્યાછે. પંઢરપુરનું બાળાશ્રમ, અમદાવાદનાં અનાથાશ્રમ અને ગુ. વ. સોસાઇટી વગેરે સંસ્થાઓ રા. બા. લાલશંકરભાઈની કાર્ય દક્ષતાનાં જાજ્વલ્યમાન સ્મારક સ્વરૂપ છે, આ સર્વ ઉપરાંત વિદ્યાસાગરની માફક સાદો અને દેશી ઢબનો પોશાક, સ્વભાવની સરળતા, પોતાનાથી વિરૂદ્ધ મત ધરાવતા મનુષ્યો પ્રત્યે સદ્ભાવ તથા ત્હેમનાં શ્રદ્ધા અને વિશ્વાસ સંપાદન કરવાની યોગ્યતા આદિ ગુણો ગુજરાતના ઉછરતા સુધારકોએ ત્હેમની પાસેથી શિખવા યોગ્ય છે.

આ પ્રસંગે હું રા. બા. લાલશંકરભાઇને ઘણીજ નમ્રતા પૂર્વક એક સૂચના કરવાનું સાહસ કરૂંછું. રા. બા. લાલશંકર ગુજરાતના વિદ્યમાન સુધારકોમાં સૌથી જૂનામાંના એક છે. પોતાની બાલ્યાવસ્થાથી તે આજ પ્રયત્ન ગુજરાતની સંસાર સુધારાની પ્રત્યેક હિલચાલમાં તેઓ એટલો બધો આગળ પડતો ભાગ લેતા આવ્યાછે કે ગુજરાતના સંસાર સુધારાનો વર્તમાન ઇતિહાસ તે રાવબહાદુરના ચરિત્રનો ઇતિહાસ છે એમ કહીએ તો ચાલી શકે એમ છે. શ્રદ્ધેય પંડિત શિવનાથ શાસ્ત્રીએ બંગાળાના સામાજીક સુધારાનો ઇતિહાસ લખીને બંગાળી પ્રજાને જેરીરીતે ઉપકૃત કરી છે, તેવીજ રીતે રા. બા. લાલશંકરભાઇ ગુજરાતના સંસાર સુધારાનો ઇતિહાસ લખવાની તસ્દી લેશે તો ગુજરાતી પ્રજા ત્હેમની ચિરકાળને માટે ઋણી થશે. આગલા યુગના સુધારકો આપણે માટે શું શું કરીગયા છે, ત્હેમને શી શી અડચણો નડીછે, ત્હેમની ફતેહો અને ઠોકરો ઉપરથી આપણે શો બોધ લેવાનો છે તથા ભવિષ્યમાં

સુધારાનો કાર્ય ક્રમ કેવી પદ્ધતિ ઉપર રચવો જોઈએ, એ બધાનો નિર્ણય કરવામાં ગુજરાતની હાલની અને ભવિષ્યની પ્રજાને એવો પ્રયાસ ઘણોજ મદદરૂપ થઈ પડશે.

રા. બા. લાલશંકરભાઇ પ્રત્યેની મ્હારી અગાધ ભક્તિને લીધે થએલા આ વિષયાન્તર માટે વાંચકોની ક્ષમા માંગી હવે હું સહૃદય વાંચક બંધુઓ પાસે એક ભિક્ષા માંગવા ધારૂછું. વિદ્યાસાગર ચરિત એક સાચ્ચા સુધારકનું ચરિત્ર છે. કેટલાક વાંચકોને રૂચિકર ન થઇ પડે એવા વિષયોનો ઉલ્લેખ પણ એમાં જરૂર આવશે, પણ ત્હેમને મ્હારી એજ નમ્ર વિનંતિ છે કે, તેઓએ નિષ્પક્ષપાતપણે આ જીવન ચરિત્રને યથેતિ વાંચવાની તસ્દી લેવી. એમ કર્યાથી એમની ખાત્રી થશે કે વિદ્યાસાગરના ચરિત્રમાંનો એક પણ અંશ એટલો બધો મહાન્ છે કે એ એકજ ગુણને લીધે, એમની ગણના શ્રેષ્ટ મહાત્માઓની પંક્તિમાં થઇ શકે. એમના વિચારો સાથે જ્યાં વાંચકોને મતભેદ પડે, ત્યાં તિરસ્કારને બદલે હૃદયની ઉદારતા બતાવી, ત્હેમના ચરિત્રમાં રહેલા બીજા અનેક સદ્ગુણોનું અનુકરણ કરવા તેઓ પ્રયત્ન કરશે તો પણ મ્હારો પ્રયત્ન સફળ થશે.

આ પુસ્તકનું ટાઇટલપેજ પોતાની દેખરેખ નીચે છપાવવા માટે મ્હારા સન્મિત્ર રા. રા. રમણીકલાલ અમૃતલાલ મહેતાનો તથા વિદ્યાસાગરના ચિત્ર માટે ગોઠવણ કરાવી આપવા માટે મ્હારા બંગાળી મિત્ર બાબુ રવીન્દ્રનાથસેનનો ઘણો ઉપકૃત છું.

બારાં-કોટા રાજ્ય
રાજપુતાના.
૨૦ ઓગસ્ટ ૧૯૧૧.

શિવપ્રસાદ દલપતરામ પંડિત.

# ઈશ્વરચન્દ્ર વિદ્યાસાગર.

## પ્રકરણ ૧ લું.

### પૂર્વજો તથા જન્મ સંબંધી વૃત્તાન્ત.

આ મહાન્ પુરૂષનો જન્મ બંગાળા પ્રાન્તમાં મેદિનીપુર જીલ્લામાં વીરસિંહ * નામના એક ગામડામાં ગરીબ પણ આબરૂદાર કુટુમ્બમાં થયો હતો. ઈશ્વરચન્દ્રના પિતાનું નામ ઠાકોરદાસ બંદોપાધ્યાય અને માતાનું નામ ભગવતી દેવી હતું. નામને અનુરૂપ ગુણ ધરાવતી આ ભગવતી દેવીને પેટે શકે ૧૭૪૨, બંગાબ્દ ૧૨૨૭ની આશ્વિન શુદી ૧૨ એટલે ઇ. સ. ૧૮૨૦ ની ૨૬ મી સપ્ટેમ્બરને મંગળવારે મધ્યાહ્ન સમયે, મહાત્મા ઈશ્વરચન્દ્રે જન્મ ધારણ કર્યો હતો.

મનુષ્ય માત્રના ચારિત્ર્ય બંધારણમાં જે અનેક કારણો સહાયભૂત

---

*આ ગામ પહેલાં હુગલી પરગણામાં હતું પણ બંગાળાના લેફટેનન્ટ ગવર્નર સરજ્યોર્જ કેમ્પબેલના સમયમાં એ મેદિનીપુર જીલ્લામાં શામીલ કરવામાં આવ્યું હતું. વીરસિંહ કલકત્તાથી છવ્વીસ ગાઉ દૂર આવેલું છે. કલકત્તાથી જળ માર્ગે વીરસિંહ જતાં, ગંગા, રૂપનારાયણ, વગેરે વગેરે નદી ઓળંગીને ઘાટાલ ગામ પહોંચાય છે. ઘાટાલથી વીરસિંહ અઢી ગાઉ છે. આજ કાલતો ત્હાં જવાની ઘણી સગવડ થઈ ગઇ છે. હોર મિલર કમ્પનીની સ્ટીમરો ઘાટાલ આવ જા કરે છે. એ સ્ટીમરની સગવડથી એકજ દિવસમાં ઘાટાલ પહોંચાય છે. જે દિવસોમાં આગબોટ ચાલતી નહોતી, તે દિવસોમાં, હોડીમાં બેસીને જતાં ચાર પાંચ દહાડા લાગતા. વિદ્યાસાગરના ચરિત્રમાં 'વીરસિંહ' ગામનો ઉલ્લેખ વારે ઘડીએ થતો હોવાથી ત્હેનો આ થોડોક પરિચય કરાવવો વ્યાજબી લાગ્યો છે.–શિં. દ. પં.

થાય છે, ત્હેમાં પૂર્વજોનાં ગુણુ, કર્મ, તથા સ્વભાવની અસર એ મુખ્ય કારણ છે. વિદ્યાસાગરનું ચરિત્ર લખનારાઓનું એમ માનવું છે, કે ભવિષ્યમાં એ જે મહત્ત્વને પામી શક્યા, ત્હેની સામગ્રી ત્હેમના પૂર્વજો પાસે પૂર્ણરૂપે સંચિત હતી; તો હમે આ ટુંકા જીવન ચરિત્રમાં પણ એમના પૂર્વજોનું ચરિત્ર કાંઈક વિસ્તારથી આલેખીશું તો તે અસ્થાને નહીં ગણાય.

વિદ્યાસાગરના પૂર્વજોનું સ્મરણ કરતાં આપણી દૃષ્ટિ પહેલ વહેલાં ત્હેમના દાદા રામજય તર્કભૂષણ તરફ ખેંચાય છે. એ એક વિલક્ષણ મનુષ્ય હતા, એમાં સંદેહ નથી. મેદિનીપુર જીલ્લામાં વનમાળીપુર ગામમાં ત્હેમનો વાસ હતો. ત્હેમના પિતાના મૃત્યુ પછી મઝીઆરી મિલ્કતની વેંચણી વખતે સગા ભાઇઓ સાથે મતભેદ પડવાથી એ સંસારનો ત્યાગ કરીને ચાલ્યા ગયા હતા. ત્હેમની સ્ત્રી દુર્ગાદેવી, પતિના ગયા પછી થોડા સમય સુધી ઘણું દુઃખ વેઠીને સાસરે રહી આખરે દિયર જેઠના જુલમથી કંટાળીને પિયેર ગઇ. એ સમયે એને બે પુત્ર અને ચાર કન્યા સંતાન હતાં. એ સંતાનોમાં સૌથી મ્હોટા વિદ્યાસાગર મહાશયના પિતા ઠાકુરદાસ હતા. 'ઘરની બળી વનમાં ગઇતો વનમાં લાગી આગ' એ કહેવત બિચારી દુર્ગાદેવીના પ્રસંગમાં ખરી પડી. પિયેરમાં વૃદ્ધ પિતાએતો પુત્રી અને ત્હેના સંતાનોનો ઘણો પ્રેમપુર્વક સત્કાર કર્યો. પણ ભોજાઇઓને આ સાત જણાં હૈયાશઘડી રૂપ લાગ્યાં. અનેક મિષે મ્હેણાં ટોણાં મારીને એને સંતાપવા લાગી. આખરે આવી નિરાધાર અવસ્થામાં આટલા મ્હોટા પરિવાર સાથે પિતાના ઘરમાં રહેવામાં હિણુપત સમજીને ભોજાઇના દુઃખથી કંટાળેલી દુર્ગાદેવી પિયેરથી થોડે દૂર, પિતાએ બંધાવી આપેલી એક ઝુંપડીમાં રહીને મહા મુસીબતે, રેંટીઓ કાંતીને પોતાનું ગુજરાન ચલાવવા લાગી. પણ રેંટીઆની કમાઈમાંથી કેટલાનું પેટ ભરાય ? એકલવાયો જીવ હોયતો ગમે તેમ ચાલે; પણ આતો છ સંતાન પેટે પડ્યાં હતાં. વૃદ્ધ પિતા કોઈ કોઈ વખત કાંઇક દ્રવ્ય મોકલતા તેથી જરાક આધાર મળતો,

અને મહા દુઃખે ગુજરાન ચાલતું. ત્હેમના જયેષ્ઠ પુત્ર ઠાકુરદાસથી જનનીનું આ દુઃખ જોઈ શકાયું નહીં, તેથી ચૌદ પંદર વર્ષની બાળ વયમાં ઘર છોડીને એ નોકરીની શોધમાં કલકત્તા ગયા. કલકત્તા આવીને પહેલાંતો એ પોતાના એક સગા જગન્મોહન ન્યાયાલંકારને ઘેર ઉતર્યા. અંગ્રેજી ભણવાથી અંગ્રેજ સૌદાગરોની પેઢીઓમાં નોકરી મળે છે, એમ ધારીને એ દરરોજ સ્હાંજે ગોદીના એક કારકૂન પાસે અંગ્રેજી શિખવા જતા. ભણીને ઘેર આવતા ત્હારે ન્યાયાલંકાર મહાશયને ઘેર વાળુ થઇ રહેતુ. તેથી એમને ભુખ્યા સુઈજવું પડતુ. પાછળથી ત્હેમના શિક્ષકના એક શૂદ્ર જાતિના મિત્રે એમને પોતાને ત્હાં આશ્રય આપ્યો. એમને ત્હાં ઠાકુરદાસ હાથે રાંધીને ખાવા લાગ્યા. પણ એમના આશ્રયદાતા પાસે જેટલી દયા હતી તેટલું ધન નહોતું. ત્હેની પોતાની દરિદ્રતાને લીધે ઠાકુરદાસને, ત્હાં પણ કોઈ કોઇ વખત ઉપવાસ કરવો પડતો. એક દિવસ ભુખની ઝાળથી કંટાળીને એ પોતાની પીત્તળની થાળી અને ન્હાની લોટી કણુસારાને ઘેર વેચવા ગયા હતા. કણુસારાએ પાંચ આના કીંમત આંકી પણ ખરીદતાનું મંજૂર કર્યું નહીં. કારણ કે, અજાણ્યા માણુસ પાસેથી જુના વાસણ ખરીદવાથી કદાચ એ માલ ચોરીનો નીકળી આવેતો, પંચાતમાં પડવું પડે છે.

બીજે એક દિવસે ભુખનું દુઃખ વિસારે પાડવાના ઇરાદાથી બપોરને વખતે ઠાકુરદાસ ઘેરથી નીકળીને રસ્તામાં આમતેમ આંટા મારવા લાગ્યા. બડા બાજારથી ઠનઠનિયા સુધી આવતામાં તો એ ભુખને લીધે એટલા બધા થાકી ગયા કે વધારે ચાલવાની શક્તિ રહી નહીં. થોડીવારમાં એ એક દુકાન આગળ જઇને ઉભા. ત્હાં એક આધેડ વયની સ્ત્રી પૌંઆ વેચતી હતી. ઠાકુરદાસને ઉભેલા જોઇને ત્હેણે પુછ્યું 'બાબા ઠાકુર, કેમ ઉભાછો ?' ઠાકુરદાસે તૃષ્ણાનો ઉલ્લેખ કરી પાણી પીવા માંગ્યું. ત્હેણે સ્નેહ અને આદર પૂર્વક ઠાકુરદાસને બેસવા કહ્યું અને બ્રાહ્મણના છોકરાને એકલું પાણી આપવું શાસ્ત્રથી વિરૂદ્ધ સમજીને ત્હેમને થોડા પૌંઆ પણ આપ્યા. ભુખ્યા ઠાકુરદાસતો ઝટઝટ પૌંઆ

આઇ જવા લાગ્યા. એ વિધવા સ્ત્રી આટલી વાર સુધી બારીકીથી જોઇ રહી હતી. ત્હેણે પુછ્યું ' બાબાઠાકુર, આજ ત્હમે ખાધું નહીં હોય એમ લાગેછે. એમણે કહ્યું ' ના, મ્હેં અત્યાર સુધી કાંઇ ખાધું નથી.' ત્હારે એ સ્ત્રીએ કહ્યું ' હમણાં જળ પીશો નહીં. જરા ખમો, એમ કહીને એ તરતજ સ્હામેની દુકાનેથી દહીં લઇ આવી અને પોતાની પાસેથી બીજા પૌંઆ આપીને ઠાકુરદાસને પેટ ભરીને નાસ્તો કરાવ્યો.

પિતા ઠાકુરદાસને મ્હોંએથી આ વાત સાંભળીને સ્ત્રી જાતિ ઉપર વિદ્યાસાગરને ઊંડી ભક્તિ ઉત્પન્ન થઇ હતી. સ્ત્રી જાતિ ઉપર સર્વદા એ કેવી શ્રદ્ધા અને ભક્તિ રાખતા તે આપણે આ જીવન ચરિત્રમાં આગળ જોઇશું.

આવું સંકટ વેઠીને થોડુંક અંગ્રેજી ભણીને ઠાકુરદાસ માસિક બે રૂપિયાના પગારે નોકર થયા. આ વખતે ઘરમાં હર્ષ મનાયો. ત્હાર પછી પાંચ વર્ષે એ પાંચ રૂપિઆનો પગાર લાવવા લાગ્યા. હવે એમની માતાના હર્ષનો પાર રહ્યો નહીં. ભાઇ બ્હેનનું અન્નનું કષ્ટ મટી ગયું. તેથી પ્રસન્ન થઇને ઠાકુરદાસ બમણા ઉત્સાહથી કામ કરવા લાગ્યા.

આ સમયે ત્હેમના પિતા રામજય તર્કભૂષણ ઘેર પાછા ફર્યા. પહેલાં વનમાળીપુર ગયા; ત્હાં પત્નીનો પતો ન લાગવાથી વીરસિંહ ગયા. અને ગુપ્તવેશે પોતાના કુટુમ્બની દુર્દશા જોઇ. થોડા દિવસ કુટુમ્બ સાથે વીરસિંહમાં રહ્યા પછી પોતાને બાપીકે ઘેર જવાની ઇચ્છા બતાવી. પણ પત્નીને મ્હોંએ પોતાના ભાઇઓના જુલ્મની વાત સાંભળીને, ત્હેમને ત્હેમના ઉપર તિરસ્કાર ઉપજ્યો. તેથી ઘેર જવાનો વિચાર માંડી વાળ્યો અને વીરસિંહમાંજ ઘર બંધાવ્યું. આપ્રમાણે વીરસિંહ ગામ વિદ્યાસાગરની પિતૃ ભૂમિ બન્યું. પિતામહ રામજયના સંબંધમાં વિદ્યાસાગર લખે છે કે ' એ ઘણા તેજસ્વી હતા. કોઇ પણ વાતમાં કોઇની આગળ હલકા પડવું, અથવા કોઇ પણ જાતનો અનાદર કે અવગણના સહન કરવાં, એ ત્હેમનાથી બનતું નહીં. એ દરેક જગ્યાએ દરેક વિષયમાં પોતાના અભિપ્રાય મુજબ વર્તતા. બીજાઓના વિચાર પ્રમાણે

ચાલવું એ ત્હેમના સ્વભાવથી તદ્દન ઉલટું હતું. ઉપકારનો બદલો વાળવો પડે એટલા સારૂ અથવા બીજા કોઇ કારણથી એ કોઈની પાસે મહેરબાનીની ભિક્ષા માંગતા નહીં."

ત્હેમના સાળા રામસુન્દર વિદ્યાભુષણ ગામમાં એક આગેવાન ગણાતા હોવાથી ઘણાજ અભિમાની અને ઉદ્ધત હતા. એ એમ ધારતા હતા કે ગરીબ બનેવી ત્હેમનો તાબેદાર થઇને રહેશે. પણ બનેવીનો સ્વભાવ કેવો જાતનો છે એ ખબર હોત તો એ એવો વિચાર કદી આણી શકત નહીં. સાળાની આજ્ઞા પ્રમાણે રામજય નહીં ચાલે તો એ એમને ઘણી રીતે હેરાન કરશે એવો ભય લોકો બતાવતા હતા. પણ એ કોઇ પણ કારણથી બ્હી જાય એવા નહોતા. ત્હેમણે સ્પષ્ટ કહી દીધું, કે આ ગામનો વાસ છોડી દઇશ પણ સાળાની આજ્ઞા પ્રમાણે તો નહીજ ચાલું. સાળાની ઉશ્કેરણીથી એમને ઘણી વખત અત્યાચાર અને ઉપદ્રવ સહન કરવા પડતાં પણ એથી એ બિલકુલ ચલિત થયા નહીં.

ત્હેમની તેજસ્વિતા એટલા ઉપરથી જણાઇ આવે છે, કે એમના ગામના જમીનદારે જ્યહારે નવા ઘરના વાસ્તુ નિમિત્તે બ્રહ્મ ભોજન આપ્યું ત્યહારે રામજયે બ્રાહ્મણ હોવા છતાં પણ દાનનિમિત્તે ગિરાસ ગ્રહણ કર્યો નહોતો. એ એમ માનતા હતા કે એવું દાન ગ્રહણ કર્યાથી દાન આપનાર દાન લેનારના પુણ્યનો ભાગી થાય છે. એ વખતે ગામના ઘણા લોકોએ ત્હેમને સમજાવ્યા પણ એમણે કોઇનુ કહ્યું માન્યું નહીં. આવા માણસને માટે દારિદ્રય એજ મ્હોટી સંપત્તિ છે. એ દારિદ્રયમાંથીજ ત્હેમની સ્વાભાવિક સંપત્તિ ઝળકી ઉઠે છે.

પણ આથી એમ ન સમજવું કે ઠાકુરદાસ ભૂષણ મહાશય સ્વચ્છંદી હતા અને હરકોઈની અવગણના કરતા. એ ઘણાજ સાદા અને નિરહંકારી હતા, ન્હાના મ્હોટા દરેક જાતના લોકો સાથે સમાન ભાવે આદર સન્માન પૂર્વક વ્યવહાર રાખતા. જહેમને એ કપટી સમજતા ત્હેમની સાથે બનતાં સુધી વાતચીત નહોતા કરતા. એ સ્પષ્ટવાદી હતા અને કોઇને ખોટું લાગશે અથવા અસંતોષ થશે એ વિચારથી સત્ય વાત

કહેતાં ડરતા કે અચકાતા નહીં. એ જેટલાજ સ્પષ્ટવાદી હતા તેટલાજ સત્યવાદી હતા. કોઇના ભય કે લાલચથી જુઠું કદી બોલતા નહીં. જહેનાં આચારણ સારાં હોય ત્હેને એ સદ્‌ગૃહસ્થ ગણતા અને જહેનાં આચરણ ખરાબ હોય તે આદમી વિદ્વાન, ધનવાન કે સમૃદ્ધિવાન હોય તોપણ ત્હેને સદ્‌ગૃહસ્થ ગણતા નહીં. કોઈની ખુશામત કરવા કરતાં મરવું વધારે પસંદ કરતા.

તર્કભૂષણ મહાશયનો સ્વભાવ જહેવો તેજ અને સ્વતંત્ર હતો ત્હેવાંજ ત્હેમના બળ તથા સાહસ પણ આશ્ચર્યકારક હતાં. લોઢાનો એક લઠ્ઠ એ હમેશાં પોતાની પાસે રાખતા. એ સમયમાં ચોર લુંટારાનો ભય વધારે હોવાથી સંગાથ વગર લોકો મુસાફરી કરી શકતા નહીં. પણ તર્કભૂષણ મહાશય એકલાજ, હાથમાં લોહદંડ પકડીને ગમે ત્હાં વગર ભયે ફર્યા કરતા હતા. બે ચારવાર ચોર સ્હામા મળ્યા હતા ત્હેમને ખૂબ માર મારીને પાધરા કર્યા હતા. એકવાર એક વરૂએ આવીને ત્હેમના ઉપર હુમલો કર્યો. ત્હેના નખ પ્રહારથી એમનું શરીર બધું લોહી લુહાણ થવા લાગ્યું, પણ એ સ્હામા લોઢાના લઠ્ઠના પ્રહાર કરતાજ ગયા. વરૂ, આખરે થાકીને નીચે પડી ગયું એટલે એમણે ઉપરા ઉપરી પ્રહાર કરીને એના પ્રાણ લીધા, અને ઘવાયલા શરીરે ચાર ગાઉ રસ્તો કાપીને એક સગાને ઘેર આવીને સુઇ રહ્યા. આ વખતે એમને એટલી સખ્ત ઇજા થઈ હતી કે સાજા થઇને ઘેર પાછા ફરતાં બે મહિના લાગ્યા હતા.

રામજય તર્કભૂષણ જ્યહારે ઘણે વર્ષે ઘેર પાછા ફર્યા ત્યહારે ઠાકુરદાસ કલકત્તા હતા. તર્કભૂષણ ત્હેમને મળવા માટે ત્હાં ગયા અને પોતાના એક મિત્રને ત્હાં ઠાકુરદાસને રાખવાનો બંદોબસ્ત કરી આપ્યો, તથા એ મિત્રની સહાયતાથી ત્હેમને આઠ રૂપિયાના પગારે બીજી જગ્યાએ નોકરી પણ મળી ગઇ. આ વખતે ઠાકુરદાસનું વય ત્રેવીસ ચોવીસ વર્ષનું હતું. આ વયે ત્હેમનો વિવાહ ગોઘાટ નિવાસી રામકાન્ત તર્કવાગીશની કન્યા ભગવતી દેવી સાથે થયો. રામજય તર્ક ભૂષણ

સ્નેહ પૂર્વક પુત્ર અને પુત્રવધુનું લાલન પાલન કરવા લાગ્યા. સાક્ષાત્ અન્નપૂર્ણા સ્વરૂપ આ ભગવતી દેવીના ઉદરમાંજ આપણા ચરિત્રનાયક વિદ્યાસાગરે જન્મ ધારણ કર્યો હતો. એમનો જન્મ થયો તે દિવસે ઠાકુરદાસ હાટમાં ચીજ વસ ખરીદવા કોમરગંજ નામના પાસેના ગામમાં ગયા હતા. ઘેર પાછા આવતાં પિતા રામજય રસ્તામાં મળ્યા અને હર્ષ પૂર્વક વધામણી આપતાં કહ્યું કે એક વાછડો અવતર્યો છે. એ અરસામાં ત્હેમને ત્હાં એક ગાય પણ વીઆવાની હતી, એટલે ઠાકુરદાસ આ ખબર સાંભળીને ગૌશાળા તરફ જવા લાગ્યા. તર્કભૂષણે હસીને કહ્યું 'આ તરફ નહીં, પેલી તરફ જા' એમ કહી ને સુતિકાગૃહમાં લઇ જઇને નવા જન્મેલા બાળક ઇશ્વરચન્દ્રને બતાવ્યા અને કહ્યું કે 'એને વાછડો એટલા માટે કહ્યો કે જક્કી વાછડાની પેઠે એ પણ જક્કી અને હઠીલો થશે. જે વાત પકડશે તે છોડશે નહીં."

વાંચક! શરમ અને મલાજાના સખ્ત નિયમોવાળા આપણા ભારત વર્ષમાં એક વૃદ્ધ પિતાએ પુત્રની સાથે આ પ્રમાણે વર્તવું એ કેવું આશ્ચર્યકારક! સુવાવડમાં મરણ પથારીએ પડેલી પત્નીને મલાજાની ખાતર, જોવા પણ જતાં છોકરાને અટકાવનાર આપણા માબાપો આના ઉપરથી શિખામણ નહીં લે? આ સાધારણ કૌતુક હાસ્યમય પ્રસંગ ઉપરથી હમને તો રામજય તર્કભૂષણનું ઉદાર ચરિત્ર સ્પષ્ટ જણાઇ આવે છે. બંગાળાના વર્તમાન યુગના સર્વશ્રેષ્ઠ લેખક કવિ રવીન્દ્રનાથ ઠાકુર લખે છે કે "આ હાસ્યમય, તેજોમય, નીડર, સરળ અને નિખાલિસ સ્વભાવના પુરૂષ જેવું આદર્શ બંગાળા પ્રાન્તમાં વિરલ નહોત તો બંગાળીઓમાં પુરૂષાતનનો અભાવ રહેત નહીં. હમે ત્હેમનું ચરિત્ર વિસ્તારપૂર્વક એટલા માટે વર્ણવ્યું છે, કે એ દિરદ્ર બ્રાહ્મણે પૌત્રને બીજી કાંઇ માલ મિલ્કત વારસામાં નહોતી આપી. પણ ચારિત્ર્ય મહાત્મ્યનો અખુટ ભંડાર અખંડ રૂપે વારસામાં આપી ગયા હતા. વિદ્યાસાગર ઉપર મૂળથીજ પિતામહનો અત્યંત સ્નેહ હતો. એમ કહેવાય છે, કે જ્હારે એ ઘર છોડીને ન્હાશી ગયા હતા,

ત્ય્હારે વનવાસમાં ત્હેમણે એક દિવસ સ્વપ્ન જોયું હતુ કે ' ત્હારા ઘરમાં એક શક્તિવાન, અદ્દભૂત કર્મશાળી પુરૂષ જન્મશે. તે ત્હારા વંશનું મુખ ઉજ્વલ કરશે. ત્હેના કાર્યોથી દેશનું ગૌરવ વધશે. દયાનો અવતાર થઇને એ ત્હારા ઘરમાં અવતરશે.' એમ કહેવાય છે કે આ સ્વપ્ન જોઇનેજ રામજય તર્ક ભૂષણ ઘેર પાછા ફર્યા હતા. વિદ્યાસાગરના જન્મ વખતે ત્હેમણે એ બાળક સંબંધી પોતાનો શુભ અભિપ્રાય ઠાકુરદાસને સ્પષ્ટ જાહેર કર્યો હતો. અને જોશીને વગર પુછયે પોતેજ એમનું નામ ' ઇશ્વર ચન્દ્ર ' પાડયું હતું.

પ્રિય વાંચક! વિદ્યાસાગરના પિતામહ અને પિતાનો કાંઇક પરિચય આપ્યા પછી હવે ત્હને ત્હેમનાં પૂજ્ય માતુશ્રી ભગવતી દેવીનાં દર્શન કરાવીશું. બંગ દેશના સૌભાગ્યે ભગવતી દેવી એક અસાધારણ રમણી નીવડ્યાં હતાં. નામ પ્રમાણેજ ત્હેમનામાં ગુણ હતા. ત્હેમનું મુખારવિંદ ગંભીર અને ઉદારતા સૂચક હતું. બુદ્ધિના પ્રસાર સૂચક ઉન્નતલલાટ, દૂર અંદેશ સ્નેહ ભર્યા નેત્ર, સરળ સુંદર નાસિકા, દયાપૂર્ણ ઓષ્ઠાધર, દૃઢતા સૂચક હડપચી અને આખા ચ્હેરાનું સોન્દર્ય દર્શન કરનારના હૃદયમાં ઊંડો પૂજ્યભાવ ઉત્પન્ન કરતાં. એમનાં દર્શન કરનારને સ્પષ્ટ જણાઇ આવતું કે ભક્તિ તથા શ્રેષ્ઠ આચારણ સાધવા માટે વિદ્યાસાગરે એ માતૃદેવી સિવાય બીજી કોઇ પણ પૌરાણીક દેવીનું ધ્યાન નહીં ધર્યું હોય.

ભગવતીદેવીની અખુટ દયાએ ત્હેમને ગામના તેમજ આસપાસના રહેનારા લોકોની દૃષ્ટિમાં દેવીરૂપ બનાવી મુક્યાં હતાં. રોગીઓની સેવા, ભુખ્યાને ભોજન અને શોકાતુરને દિલાસો એ ત્હેમના જીવનનું નિત્ય નિયમિત કાર્ય હતું. વીરસિંહ ગામમાં આગ લાગવાથી જ્ય્હારે એમનું રહેવાનું ઘર બળીને ભસ્મીભૂત થઇ ગયું ત્યારે વિદ્યાસાગરે પોતાની જનનીને કલકત્તા લઇ જવાનો યત્ન કર્યો હતો. પણ ત્હેમણે કહ્યું કે આ બધા ગરીબ લોકોના છોકરાં અહિંજ રહીને ભોજન કરીને વિરસિંહ ગામની નિશાળમાં અભ્યાસ કરે છે. હું ગામ છોડીને ચાલી

જાઉં તો એ છોકરાઓ શું ખાઇને નિશાળે જશે !

દયા વૃત્તિ બીજી પણ અનેક રમણીઓમાં જોવામાં આવે છે, પણ ભગવતી દેવીની દયામાં એક અસાધારણ તત્ત્વ હતું. એ કોઈ પણ જાતના સાંકડા વિચારોથી બંધાઇ ગયેલાં નહોતાં. સાધારણ લોકોની દયા દિવાસળીની પેઠે ફક્ત કોઇ ખાસ જાતના ઘસારાથીજ સળગી ઉઠે છે, અને રિવાજ તથા લોકાચારની ન્હાનકડી દાબડીમાં બંધ હોય છે. પણ જેમ સૂર્ય પોતાનાં કિરણો ચારે દિશામાં ફેંકે છે, તેમ ભગવતી દેવીના હૃદયમાં ઉદ્ભવેલી દયારશ્મિ ચારે તરફ ફેલાતી. ધર્મ તથા રિવાજની સાથે ઘસાવાની ત્હેને જરૂર પડતી નહીં.

એક દિવસે વિદ્યાસાગરે માતાને પુછ્યું, કે "મા, વર્ષમાં એક દિવસ ધામધૂમથી પૂજા કરીને છસેં સાતસેં રૂપિયા ખર્ચ કરવા સારા કે અનાથ લોકોને ત્હેમની સ્થિતિ મૂજબ દર મહિને થોડી થોડી મદદ આપવી એ સારૂં ?' એ સાંભળીને જનની દેવીએ ઉત્તર આપ્યો કે 'ગામના દરિદ્ર નિરાધાર લોકોને રોજ ખવરાવવાની સરખામણીમાં પૂજામાં એટલું ધન ખર્ચવું આવશ્યક નથી.' જૂના વિચારની એ વૃદ્ધ નારીને મ્હોંએથી આવો ઉત્તર મળવો કાંઇ સહજ નથી. ત્હેમની નિર્મળ બુદ્ધિ અને ઉજવળ દયા આ પ્રમાણે પ્રાચીન સંસ્કારોના મોહાવરણોને અનાયાસે દૂર કરી શકે એ વિસ્મયકારક છે. લોકરૂઢીનાં બંધનો સ્ત્રીઓને માટે જેટલાં દૃઢ હોય છે, તેટલાં બીજા કોને માટે હોય છે ? છતાં પણ આશ્ચર્યકારક વિચાર શક્તિદ્વારા એ જડતામય પ્રથારૂપી દેવાલયને તોડીને અનન્ત વિશ્વધામમાં પ્રભુને પૂજવા લાગ્યાં. મનુષ્યસેવાજ દેવતાની યથાર્થ પૂજા છે એ વાત ત્હેમને કેવી રીતે માલૂમ પડી ? કારણ એજ, કે, બધી સંહિતાઓ કરતાં પ્રાચીન સંહિતા—દયા ધર્મ—ત્હેમના હૃદયમાં સ્પષ્ટ અક્ષરે લખાયલી હતી. અસંખ્ય અનાથોને અન્નના અભાવે પોતાની આંખ આગળ ટળવળાટ કરતા જોવા છતાં, અને હજારો દેશ બન્ધુઓને ફક્ત પેટને ખાતર પરધર્મમાં વટલાઇ જતા જોવા છતાં, મહારાજોની પધરામણીમાં અને બ્રહ્મ ભોજનમાં ધણીના ખરા પરસેવાની

કમાઈ ખરચી નાંખવામાં પુણ્ય સમજનારી આપણી ગુર્જર ભગિનીઓ ભગવતી દેવીના આ દયાધર્મનું અનુકરણ કરતાં શિખશે ?

બંગાળાના સીવીલીયન હેરિસન સાહેબ કોઈ કામ પ્રસંગે એક વખત મેદિનીપુર જીલ્લામાં ગયા હતા, ત્યારે ભગવતી દેવીએ પોતાના નામથી પત્ર લખીને ત્હેમને પોતાને ત્યાં નોતર્યા હતા. એ પ્રસંગનું વર્ણન કરતાં ત્હેમના ત્રીજા પુત્ર શંભુચન્દ્ર નીચે પ્રમાણે લખે છે:–" જનની દેવીએ સાહેબના નિમંત્રણ વખતે જાતે હાજર રહીને ભોજન કરાવ્યું હતું. એથી સાહેબ આશ્ચર્ય પામ્યા હતા, કે આટલી વૃદ્ધ હિન્દુનારી એક અંગ્રેજના ભોજન વખતે ખુરસીમાં બેસીને વાતચીત કરવા તૈયાર થઈ છે × × × સાહેબે હિન્દુની માફક નીચે પડીને જનની દેવીને દંડવત કર્યા; ત્હારબાદ વિવિધ વિષયો ઉપર વાતચીત ચાલી. જનની દેવી પ્રવીણ હિન્દુ સ્ત્રી હોવા છતાં પણ ત્હેમનો સ્વભાવ ઘણો ઉદાર હતો. અને મન કોઈ પણ જાતના કુસંસ્કાર વગરનું હતું. ધનવાન કે દરિદ્ર, વિદ્વાન્ કે મૂર્ખ, ઉંચવર્ણ કે નીચવર્ણ, પુરૂષ કે સ્ત્રી, હિન્દુ ધર્મ કે પરધર્મી બધા ઉપર ત્હેમની સમદૃષ્ટિ હતી."

શંભુચન્દ્ર બીજી જગ્યાએ લખેછે કે: બંગાળી સંવત ૧૨૫૬થી ૧૨૭૨ સૂધી વિધવા વિવાહનું કામ ધીમે ધીમે સધાવા લાગ્યું. એ બધા વિવાહિત લોકોને વિપત્તિમાંથી બચાવવા માટે મ્હોટાભાઈ (વિદ્યાસાગર) ખાસ કાળજી રાખતા. એમાંથી કોઈ કોઈને પોતાને ગામ, પોતાને ઘેર લઈ જતા. એ બધી પુનર્વિવાહિત સ્ત્રીઓનો કોઈ તિરસ્કાર ન કરે એટલા માટે જનની દેવી, એ બધી પુનર્વિવાહિતા બ્રાહ્મણ જાતની સ્ત્રીઓ સાથે એક પંગતે ભોજન કરતાં

સંભવછે, કે વાંચકો હમારા ઉપર આક્ષેપ કરશે, કે વિદ્યાસાગરના ટુંકા જીવન વૃત્તાંતમાં ત્હેમની જનની સંબંધી આટલું લાંબુ વિવેચન કરવું એ વધારે પડતુંછે. હમારા સમયનો વૃથા વ્યય કરાવવાનો અને પુસ્તકનાં પાનાં ભરવાનો પ્રયાસ માત્રછે. પણ સહૃદય બંધુઓ ! એમ નથી. એ નિશ્ચય જાણવું કે અહિંતો જનનીના ચરિત્ર અને પુત્રના

ચરિત્રમાં વિશેષ ભેદ નથી. જાણે કે એક બીજાની પુનરાવૃત્તિજ હોયને ! એ ઉપરાંત, મહાન્ પુરૂષોનો ઇતિહાસ બહારની દુનિયામાં હેમના વિવિધ કાર્યોથી, અને જીવન વૃત્તાન્તથી સ્થાયી થાય છે. પણ મહાન્ સન્નારીઓએ ગૃહ સંસારની સંકુચિત મર્યાદામાં રહીને એટલીજ કુશળતા, ચંચળતા, બુદ્ધિમત્તા અને ઉદારતાથી કરેલી સેવા સંબંધી કોઇ જાણતું પણ નથી હોતું. હેમનો ઇતિહાસ હેમના પુત્રના ચરિત્રથી અથવા હેમના સ્વામીના કાર્યોથી રચાયછે. પણ કેટલીક જગ્યાએ એ ઇતિહાસમાં હેમનો કાંઇ પણ ઉલ્લેખ નથી હોતો. વિદ્યાસાગરના જીવનમાં હેમની માતાનું જીવનચરિત્ર કેવી રીતે આલેખાયલું છે, હેનું બારીકીથી અવલોનન કરીએ નહીં તો માતા અને પુત્ર બન્નેનાં જીવન ચરિત્ર અધુરાં ગણાય.

આ પ્રસંગે એક સૂચના કરવી વ્યાજબી ધારીએ છીએ કે ભવિષ્યમાં કોઈ ગુર્જર વિદ્વાન્ ' મહાન ભારતવાસીનોની માતા ' સંબંધી પુસ્તક લખવાનું કામ આરંભશે તો હેને વિદ્યાસાગરની માતા ભગવતી દેવીના જીવનમાં પુષ્કળ સામગ્રી મળી આવશે.

વિદ્યાસાગર માહાશયના પૂર્વજોનું આ પ્રમાણે સંક્ષિપ્તમાં વિવેચન કર્યા પછી હમે હેમનું બાલ્યજીવન આલેખીશું

## પ્રકરણ ૨ જું.

### બાલ્યકાળ.

ઈશ્વરચન્દ્રના જન્મ પછી ઠાકુરદાસને પૈસે ટકે લાભ થયો હતો એટલે ઘરમાં બધાં એ બાળકને પનોતું ગણીને લાડ લડાવતાં. જેમ જેમ મ્હોટા થતા ગયા તેમ તેમ બાળક ઈશ્વરચન્દ્ર વધારે ઉધમાત મચાવવા લાગ્યા. આથી કંટાળીને હેમને કાલીકાન્ત નામના મહેતાજીની

ગામઠી નિશાળે બેસાડ્યા. ગામના બીજા મહેતાજીઓ કરતાં એ શિખવવાના કામમાં ઘણા હોંશિયાર હતા. બાળકો ઉપર પુત્ર જેવો સ્નેહ રાખીને થોડા સમયમાં ઘણો અભ્યાસ કેવી રીત્યે કરાવવો એ ગુણ ગુરૂજી કાલીકાન્તમાં ઘણો સારો હતો. પાંચ વર્ષની ઉમરે ઇશ્વરચન્દ્ર એમની નિશાળે બેઠા ત્યહાર પછી એક વર્ષે એ ઘણા માંદા પડ્યા. લોકોએ એમના બચવાની આશા પણ મુકી દીધી હતી. આ વખતે એમના મામા આવીને એમને પોતાને ગામ લઇ ગયા. અને ત્યહાંના પ્રસિદ્ધ વૈદ્યરાજ્જે પાસે ઇલાજ કરાવ્યો. છ મહિના પછી પૂરો આરામ થયો એટલે વીરસિંહ પાછા આવીને વિદ્યાભ્યાસ આરંભ કર્યો. આઠ વર્ષના થતા સુધી ત્હેમણે આ નિશાળમાં અભ્યાસ કર્યો. ત્હેમની ઊંડી સમજ, તીવ્રબુદ્ધિ અને શ્રમ જોઇને મહેતાજી ઘણાજ ખુશ થતા અને બીજા વિદ્યાર્થીઓ કરતાં એમના ઉપર વધારે સ્નેહ રાખતા.

આ આઠ વર્ષની વયમાં ઇશ્વરચન્દ્ર ઘણા તોફાની સાબીત થયા હતા. ગામના કોઈ પણ ઘર આગળ જઇ મળમૂત્ર ત્યાગ કરી આવવાં એતો એમનું મુખ્ય કામ હતું. લોકો કપડાં સુકવતા ત્હેને લાકડાંના છોડીઆ વડે વિષ્ઠા ચોપડી આવતા. અનાજના ખેતરોમાં જઇને પોંખ તોડી આવતા. એક વખત એવી રીત્યે જવનો પોંખ ખાતા ખાતાં ત્હેનું છોતરૂં ગળામાં ભરાઈ રહેવાથી ત્હેમણે ઘણી પીડા ભોગવી હતી.

બીજા પણ અનેક મહાનપુરૂષોના બાલ્ય કાળના તોફાનની વાત ઇતિહાસમાં આલેખાયલી છે. ભગવાન શ્રીકૃષ્ણ લીલા સમયે ગોપ ગોપીઓના ઘરમાં ઘુસીજઈને દુધ દહીંનાં હાંલ્લાં ફોડી આવતા હતા. શ્રી મહાપ્રભુ ચૈતન્ય બાલ્યકાળમાં ગંગાકિનારે જઇને બ્રાહ્મણોનું નૈવેદ્ય ખાઈ આવતા હતા અનેક પાશ્ચાત્ય વિદ્વાનોની બચપણની મસ્તીના એવાજ દાખલા મળી આવેછે. તેથી આપણા માબાપોએ એ ધ્યાનમાં રાખવું, કે બાળપણની નિર્દોષ ધીંગામસ્તી, આગળ ઉપર બાળકના આચરણ તથા સોબત ઉપર પુરતું લક્ષ્ય આપવામાં આવે, તો ત્હેમની ભવિષ્યની મહત્તામાં કોઈ રીતે બાધાજનક થઇ પડતી નથી.

ઈશ્વરચન્દ્ર જેટલા તોફાની હતા તેટલાજ ભણવામાં હોંશિયાર અને કાળજીવાળા હતા. નિશાળમાં જે શિખતા તે લેસન ત્‍હાંનું ત્‍હાંજ તૈયાર કરીને ઘેર જતા.

આ સમયે ત્‍હેમના દાદા રામજય તર્કભૂષણનું મૃત્યુ થયું, અને ત્‍હેમના પિતા ક્રિયા કરવા માટે કલકત્તાથી ઘેર આવ્યા. ઈશ્વરચન્દ્રના મહેતાજીએ ત્‍હેમને કહ્યુ કે 'અહિં જેટલું ભણવાનું હતું તેટલું આ છોકરાએ ભણી લીધું છે. હવે એને અંગ્રેજી ભણાવશો તો ઠીક પડશે. એ બાળક એટલો બુદ્ધિમાન છે, અને એની સ્મરણ શક્તિ એટલી પ્રબળ છે, કે જે ભણશે ત્‍હેમાં પુરતી પારદર્શિતા મેળવશે.' મહેતાજીની સૂચનામાનીને પુત્રને ભણાવવા માટે, ઠાકુરદાસ એમને પોતાની સાથે ઇ.સ. ૧૮૨૮ માં કલકત્તા લઈ ગયા. 'પુત્રનાં લક્ષણ પારણામાંથી' એ કહેવત પ્રમાણે ઇશ્વરચન્દ્રની ચપળ બુદ્ધિનો અનુભવ ઠાકુરદાસને આ પહેલી યાત્રામાંજ થયો. સડક ઉપર માઇલ દર્શાવનારા પત્થરો ઉપરના આંકડાઓ વાંચીને એ અંગ્રેજી આંકડા વાંચતાં એકજ દિવસમાં શિખી ગયા. કલકત્તા ગયા પછી ત્‍હેમના પિતા એક દિવસ કેટલાક બીલોનો સરવાળો કરતા હતા. બાળક વિદ્યાસાગરે એ કાગળો પિતાના હાથમાંથી લઇ લીધા અને પોતેજ ત્‍હેનો સરવાળો ગણી આપ્યો. આ સરવાળો ખરો નીકળવાથી ત્‍હેમના બધા ઓળખાણ પીછાનવાળા આશ્ચર્ય પામી ગયા. ઈશ્વરચન્દ્રના ગુરૂ કાલીકાન્ત પણ ઠાકુરદાસની સાથે કલકત્તા આવ્યા હતા. ત્‍હેમણે ઘણા ખુશ થઇ જઇને કહ્યું 'શાબાશ ! બેટા શાબાશ !' ઠાકુરદાસને ત્‍હેમણે કહ્યું 'એને ભણાવવાનો સારો બંદોબસ્ત કરો. એ જીવશેતો મ્હોટા માણસ થશે એમાં જરાયે સંદેહ નથી; પિતા અને ગુરૂનો આનંદ જોઇને બાળક ઈશ્વરચન્દ્ર મનમાંને મનમાં મલકાઇ ગયા."

પહેલાંતો એમને પાડોશની એક નિશાળમાં ભણવા મુક્યા. ત્રણ મહિનાની અંદર એમણે ત્‍હાંનો અભ્યાસ પૂરો કર્યો. હવે એમને કઇ નિશાળે ભણવા મોકલવા એના વિચારમાં એમના બધા મુરબ્બીઓ પડ્યા હતા એવામાં એમને બીજીવાર મંદવાડ આવ્યો. ત્‍હેમની દાદી

આ વાત સાંભળતાં વારજ તાબડતોબ કલકત્તે પહોચ્યાં અને ઇશ્વરચન્દ્રને પોતાની સાથે વીરસિંહ લેતાં આવ્યાં. હવા ફેર થવાથી તથા માતા અને લંગોટીઆ દોસ્તદારોને મળવાના આનંદથી ત્હેમને જલ્દી અતિસાર રોગ મટી ગયો, અને થોડા દિવસમાં પાછા તંદુરસ્ત થઇ ગયા. ગામના તળાવ ઉપર એ રોજ રમવા જતા અને ત્હાં ગામના છોકરાઓ સાથે કુસ્તી રમતા. કુસ્તીમાં ત્હેમનો પહેલો નંબર આવતો.

ઠાકુરદાસ એમને પાછા કલકત્તે તેડી લાવ્યા પણ આ સમયે એમનો વિચાર બદલાઇ ગયો હતો. પુત્રને અંગ્રેજી ભણાવવાનો પહેલાંનો વિચાર ત્હેમણે માંડી વાળ્યો. હવે ત્હેમને ઇચ્છા થઇ, કે મ્હારા વંશમાં બધા પૂર્વજો સંસ્કૃત જ્ઞાનને માટે પ્રખ્યાત થઇ ગયા છે. હું એકલોજ ગરીબાઇને લીધે એ સુખથી વંચિત રહ્યોછું. ઇશ્વરચન્દ્ર સંસ્કૃત ભણીને ઘેર ચતુષ્પાઠી સ્થાન કરીને ગામના તેમજ બહારના વિદ્યાર્થીઓને વિદ્યાદાન કરશે.' આ અભિલાષથી, બધા સ્નેહીઓના આગ્રહને ન ગણકારતાં એમણે પુત્રને સંસ્કૃત કૉલેજમાં દાખલ કરાવ્યા.

---

## પ્રકરણ ૩ જું.

---

### વિદ્યાર્થી જીવન.

---

ઈ. સ. ૧૮૨૯ ની પહેલી જૂનને સોમવારે નવ વર્ષની વયે ઈશ્વરચન્દ્ર સંસ્કૃત કૉલેજમાં વ્યાકરણના ત્રીજા વર્ગમાં દાખલ થયા. સંસ્કૃત કૉલેજ એક ઘણી જૂની સંસ્થા છે. ઇ. સ. ૧૮૨૪ માં એની સ્થાપના થઇ હતી. એવી સંસ્થાઓ, હમારા જાણવા મૂજબ બ્રિટિશ હિન્દુસ્તાનમાં ગણી ગાંઠી છે. કલકત્તાની સંસ્કૃત કૉલેજ, કાશીની ક્વીન્સ કૉલેજ, તથા લાહોરની ઓરિયેન્ટલ કૉલેજ, એવા પ્રકારની સંસ્થાઓ

છે. પ્રારમ્ભમાં અંગ્રેજ સરકારે જ્યહારે કેળવણી ખાતું કહાડ્યું ત્યહારે એમનો વિચાર દેશમાં અંગ્રેજી ભાષા અને પાશ્ચાત્ય વિદ્યાઓનો પ્રચાર કરવાનો થોડો હતો, સંસ્કૃત કૉલેજની સ્થાપના વખતે બંગાળાના દેશહિતૈષી આગેવાનોમાં ઘણો મતભેદ પડ્યો હતો. રાજારામમોહનરાય સંસ્કૃત કૉલેજની સ્થાપનાની ઘણા વિરૂદ્ધ હતા. * એમનું એમ કહેવુ હતું કે સંસ્કૃત ભાષાના અભ્યાસની હું કાંઈ વિરૂદ્ધ નથી. પંડિતોની શાળાઓ અને ગતુષ્પાઠીઓમાં સંસ્કૃતનું શિક્ષણ જેમ અપાય છે તેમ આપવા દો, બલ્કે ત્હેની ઉન્નતિને માટે પ્રયત્ન કરવો જોઇએ. પણ સંસ્કૃત ભણાવવા માટે સ્વતંત્ર કૉલેજ સ્થાપવાની જરૂર નથી. પાશ્ચાત્ય સાહિત્ય, વિજ્ઞાન વગેરેના શિક્ષણના પ્રચારને માટે જુદી જુદી કૉલેજો સ્થાપવાને સરકારે યત્ન કરવો જોઇએ. પ્રાતઃસ્મરણીય મહાત્મા લૉર્ડ મેકૉલે સાહેબે એ પ્રસ્તાવને ખરા અંતઃકરણ પૂર્વક ટેકો આપ્યો. એ બન્ને મહાત્માઓના ભગીરથ પ્રયત્નથી અંગ્રેજી શિક્ષણ અને પાશ્ચાત્ય વિજ્ઞાનનો આ દેશમાં પ્રચાર થયો. બીજા અસંતોષી કૃતઘ્ની મનુષ્યો આ શુભ કાર્યની ભલે નિંદા કરે, પણ હમારો નમ્ર અભિપ્રાય તો એ છે, કે અંગ્રેજ સરકારની આ ઉદાર નીતિ માટે ભારતવાસીઓ સરકારનો

---

* આ આન્દોલનનો ઉલ્લેખ કરતાં ઈ. સ. ૧૮૮૨ માં બેઠેલું કેળવણી કમીશન લખે છે કે:–

" RamMohan Ray, the ablest representative of the more advanced members of the Hindu community, expressed deep disappointment on the part of himself and his countrymen at the Resolution of Government to establish a new Sakstrit College instead of a seminary designed to impart instruction in the Arts, Sciences and Philosophy of Europe."

Report of the Indian Education

Committee *1882*.

જેટલો ઉપકાર માને તેટલો થોડો છે. આપણા યુવાન દેશબન્ધુઓ સરકારના દરેક કાર્યને દોષ દૃષ્ટિથી જોવાને બદલે, ત્હેમના ઉપર સરકારે કરેલા એવા અસંખ્ય ઉપકારોનું સ્મરણ કરતાં શિખે એજ પ્રાર્થના છે. અસ્તુ !

આ કૉલેજમાં દાખલ થયા પછી થોડાજ સમયમાં વિદ્યાસાગરે પોતાના વર્ગમાં સર્વ શ્રેષ્ઠ વિદ્યાર્થી તરીકે નામના મેળવી, ત્હેમના પિતા ત્હેમના અભ્યાસ તથા ચાલચલણ ઉપર ખાસ લક્ષ રાખતા. પોતે જાતે જઇને નિશાળે મુકી આવતા. કૉલેજમાં શિક્ષકો પણ ત્હેમના ઉપર સ્નેહ પૂર્વક દેખરેખ રાખતા. બાળવયમાં બીજા વિદ્યાર્થીઓની કુસંગતનો પ્રસંગ એમને મળ્યો નહીં. ઘણા સરળચિત્ત, બુદ્ધિમાન, કોમળ બાળકો ખરાબ સોબતમાં પડીને પોતાનું સત્યાનાશ વાળે છે, અને ભવિષ્યમાં સદ્દગુણ અને શિક્ષણથી બેનસિબ રહીને પોતાની જાતને તેમજ પોતાના સંબંધીઓને દુઃખનું કારણ થઇ પડે છે. ખાસ કરીને, ઠાકુરદાસ જેવા ધર્મશીલ, કર્તવ્યપરાયણ અને પુત્રવત્સલ પિતાના અભાવે આપણા કેટલાએ સંતાનો કુલાંગાર ઉઠીને માબાપને અને જનની ગુર્જરીને લજવે છે. ઠાકુરદાસની માફક પુત્રના ચાલચલણ માટે ખાસ કાળજી રાખનાર પિતાઓની સંખ્યા વધશે ત્યહારેજ આપણા દેશમાં વિદ્યાર્થીઓનું ચારિત્ર્ય સુધરશે.

આ પ્રમાણે એમનો વિદ્યાભ્યાસ ઉત્તમ રીત્યે ચાલવા માંડ્યો. છ મહિના પછી ત્હેમણે એ વર્ગની પરીક્ષા આપી ત્હેમાં એમનો પ્રથમ નંબર આવ્યો અને મહિને પાંચ રૂપિયાની શિષ્યવૃત્તિ ( સ્કૉલરશિપ ) મળી. ઈશ્વરચન્દ્રના પિતા ગરીબ હતા. ફકત આઠ રૂપિયાના પગારમાં એમને ઘણા બહોળા કુટુંબનું ગુજરાન ચલાવવું પડતું. ખુદ્દ ઈશ્વરચન્દ્રને પણ આ નિર્ધનતાને લીધે ખાવા પીવાનું તથા કપડાલત્તાનું ઘણું કષ્ટ સહન કરવું પડતું. પણ જે દયાના ગુણને માટે એ પાછલી વયમાં ‘ દયાસાગર ’ નામથી પ્રખ્યાત થયા, તે દયાનો ગુણ એમનામાં બાલ્યાવસ્થાથીજ વિરાજમાન હતો. એ પરદુઃખકાતર મહાત્મા એ વયે

પણ પોતાના વર્ગના ગરીબ વિદ્યાર્થીઓને પોતાની શિષ્ય-વૃત્તિના પૈસા-માંથી મદદ કરતા, અને પોતે અડધા ભુખ્યા રહીને તથા ઘરમાં બનાવેલાં જાડાં કપડાં પહેરીને એકાગ્ર ચિત્તે અભ્યાસ કરતા.

અગીઆર વર્ષની વયમાંજ વ્યાકરણનો અભ્યાસ પૂરો કરીને એ 'સાહિત્ય શ્રેણી' માં દાખલ થયા. આ વર્ગના અધ્યાપકે એમની એટલી ન્હાની વય જોઇને, એમને પોતાના વર્ગમાં દાખલ કરવાની ના કહી. કારણ કે એટલી ન્હાની વયનો બાળક સંસ્કૃત સાહિત્યના ઉત્તમ ગ્રન્થો સ્હમજી શકે એ એમને અસંભવિત લાગ્યું. પણ જ્યહારે ઇશ્વરચન્દ્રે પરીક્ષા આપીને એ વર્ગમાં દાખલ થવાની પોતાની યોગ્યતા સાબિત કરી આપી ત્યહારે અધ્યાપક મહાશય ઘણા આશ્ચર્ય પામ્યા અને ઘણા પ્રેમ પૂર્વક નવા શિષ્યને ભણાવવું શરૂ કર્યું. દઢ પરિશ્રમી ઇશ્વરચન્દ્રે પહેલાજ વર્ષમાં રઘુવંશ, કુમારસંભવ, અને રાઘવપાંડવીય આદિ સાહિત્ય ગ્રન્થોની પરીક્ષામાં સૌથી પહેલો નંબર મેળવ્યો. બીજે વર્ષે ત્હેમણે માઘ, ભારવિ, મેઘ દૂત, શકુન્તલા, ઉત્તર રામચરિત, વિક્રમોર્વશીય, મુદ્રા રાક્ષસ, કાદમ્બરી અને દશ કુમાર ચરિત આદિ ગ્રન્થોનો અભ્યાસ કર્યો. એ બધા ગ્રન્થો આદિથી અન્ત સુધી ત્હેમને કંઠાગ્ર હતા. પુસ્તક જોયા વગર એ સંસ્કૃત નાટક વગેરે, જરા પણ અટકયા વિના આખાંને આખાં બોલી જતા. ભાષાન્તર કરવામાં એ અદ્વિતીય હતા. આ ઉપરાંત એમણે સંસ્કૃત ભાષામાં વાતચીત કરવાની પણ ઘણી યોગ્યતા મેળવી હતી. બાર વર્ષના બાળકના મ્હોએ સંસ્કૃતની વાક્ધારા નીકળતી જોઇ કેટલો આનંદ થતો હશે!! આ વર્ષની પરીક્ષામાં પણ એમણે બધા વિદ્યાર્થીઓને હરાવ્યા. એમના શિક્ષકો સુદ્ધાંત ત્હેમની યોગ્યતાથી આશ્ચર્ય પામી ગયા. તેઓ એમનાથી એટલા બધા મુગ્ધ થઇ ગયા હતા, કે એમને મ્હોંએથી વારંવાર નીકળતું કે ઇશ્વર આ બાળકને ચિરંજીવી કરે! આગળ ઉપર એ અદ્વિતીય પુરૂષ થશે.

આ સમયમાં ઠાકુરદાસ પોતાના બીજા બે પુત્રોને પણ અભ્યાસ

માટે કલકત્તા લઇ આવ્યા. આથી ઘર ખટલાનો બધો ભાર ઈશ્વરચન્દ્ર ઉપર આવી પડ્યો. ત્હેમને ચાર આદમીઓને રસોઇ કરીને ખવરાવવું પડતું. બધાના ખાઇ રહ્યા પછી વાસણ માંજવાનું અને એંઠવાડ કરવાનું કામ પણ ત્હેમને માથે હતું. વળી બાજારમાંથી સરસામાન લાવવાનું કામ પણ ત્હેમનેજ કરવું પડતું. સુવાને માટે એમને ફક્ત બે હાથ લાંબી અને દોઢ હાથ પહોળી જગ્યા મળતી. આટલી સાંકડી જગ્યામાં એ સંકોચાઇને પડ્યા રહેતા હતા. પણ આટલા બધા દુઃખ અને અગવડને પણ એ બિલકુલ ગણકારતા નહીં. ઉલટું, એ બધાં કામ પ્રસન્ન મને કરતા, અને જરા પણ થાકયા વગર ભણવામાં રાત દિવસ ગુંથાએલા રહેતા હતા; તથા ફુરસદના વખતમાં પોતાના ન્હાના ભાઇઓને પણ અભ્યાસમાં મદદ કરતા.

આટલું બધું દુઃખ વેઠીને, ઘર સંસારનાં કામકાજનો આટલો બધો ભાર ઉઠાવીને પણ વિદ્યાલયમાં સૌથી ઉચ્ચ પદ મેળવ્યું હોય એવા વિદ્યાર્થીઓ જવલ્લેજ મળી આવશે.

ઠાકુરદાસ બંદોપાધ્યાયની ઘણા દિવસથી એવી ઇચ્છા હતી, કે, પુત્ર ઈશ્વરચન્દ્ર કોલેજનું શિક્ષણ સમાપ્ત કરીને વીરસિંહ જઇને એક પાઠશાળા ઉઘાડે, અને ત્હાં ગામના તથા આસપાસના બાળકો ભણે. આ ઇચ્છાથી ત્હેમણે ઇશ્વરચન્દ્ર પાસે સ્કોલરશિપના પૈસામાંથી કેટલીક જમીન ખરીદ કરાવી હતી, તથા કેટલાક હસ્તલિખિત અમૂલ્ય સંસ્કૃત ગ્રન્થો ખરીદ કરાવ્યા હતા. આ ગ્રન્થો હજુ પણ વિદ્યાસાગર મહાશયના પુસ્તકાલયમાં સાચવી રાખવામાં આવ્યા છે.

ઇશ્વરચન્દ્રે આ અરસામાં વ્યાકરણ અને સાહિત્યમાં ઘણી પ્રવીણતા મેળવી હતી. રજાના દિવસોમાં જ્હારે પોતાને ગામ જતા ત્હારે ત્હાંના બ્રાહ્મણોસાથે ઘણા સમાગમમાં આવતા. શ્રાદ્ધાદિ પ્રસંગે એ બ્રાહ્મણોને શ્લોક રચના વગેરેનું કામ પડતુ તો એ તરત રચી આપતા. ગામના પંડિતો ત્હેમની શ્લોક રચનાની શક્તિ તથા પદલાલિત્ય જોઇને ઘણાજ મુગ્ધ થઇ ગયા હતા. આથી ગામે ગામ ખ્યાતિ થઇ ગઇ કે

ઠાકુરદાસ બંદ્યોપાધ્યાયનો પુત્ર એક મહાન્ પંડિત છે. ત્હેમની કીર્તિનું ખાસ કારણ એ હતું કે એ સમયના બીજા પંડિતો સંસ્કૃત ભાષામાં વિચાર પણ કરવા અશક્ત હતા. પણ બાળક ઈશ્વરચન્દ્રતો ધાણું ફુટે એમ ઝટ ઝટ સંસ્કૃત ભાષામાં વાતચીત કરતા.

ત્હેમના ગુણાનુવાદ ચારે તરફ પ્રસરી જવાથી ઘણી જગ્યાએથી વિવાહનાં માંગાં આવવા માંડ્યાં. આખરે શત્રુઘ્ન ભટ્ટાચાર્યની કન્યા દીનમયી સાથે ત્હેમનો વિવાહ નક્કી થયો. આ દીનમયી સર્વાંગ સુંદરી અને સુલક્ષણા કન્યા હતી. ત્હેના પિતા શત્રુઘ્ન ભટ્ટાચાર્ય ગામમાં પૈસે ટકે અને આબરૂ ઇજ્જતે સુખી હતા. ત્હેમણે આ સગાઇ કરતા વખતે ઠાકુરદાસને કહ્યું " બંદ્યોપાધ્યાય ! ત્હમારી પાસે ધન નથી, પણ ત્હમારો છોકરો વિદ્વાન્ નીવડ્યોછે. કેવળ એજ કારણથી મ્હારી પ્રાણ સમાન પુત્રી દીનમયીનું ત્હમારા પુત્ર સાથે સગપણ કરૂંછું."

ઈશ્વરચન્દ્રને આ સમયે પરણવાની ઇચ્છા નહોતી. જીંદગી પર્યન્ત પઠન પાઠન કરીશ, દેશ હિતનાં કાર્યો સાધીશ, દુઃખીઓનાં દુઃખ દૂર કરીશ, રોગીઓની સેવા કરીશ, એ પ્રકારના અનેક કલ્યાણકારી શુભ વિચારો એમના હૃદયમાં આન્દોલન મચાવી રહ્યા હતા, પણ એમ કર્યાથી પિતાજીના જીવને દુઃખ પહોંચશે, એમ ધારી પિતૃવત્સલ ઈશ્વરચન્દ્ર, પિતાની આજ્ઞા માથે ચ્હડાવીને એટલી ન્હાની વયે લગ્નના પાશમાં બંધાયા. એ સમય ત્હેમની વય કેવળ ચૌદ વર્ષની અને ત્હેમની પત્નીની વય આઠ વર્ષની હતી.

વાચક ! જે શુભ વિચારો એ સમયે ઈશ્વરચન્દ્રના મનમાં ઘોળાયા કરતા હતા તેવાજ શુભ વિચારો આપણા બીજા પણ અનેક ઉચ્ચાભિલાષી, સારા સંસ્કારવાળા યુવકોના મનમાં એ વયે આવ્યા કરે છે. પણ મ્હોટા થઇ સંસારમાં પડતાં ત્હેમાંના ઘણાઓના એ શુભ આશયો હવાઇ કિલ્લાની માફક ક્ષણભરમાં ઉડી જાય છે અથવા તો ભૂતકાળના આનંદજનક સ્વપ્ન માફક સ્મૃતિગમ્યજ રહે છે. પણ ઈશ્વરચન્દ્ર વિદ્યાસાગરના જીવન ચરિત્રનું અવલોકન કરનાર કોઇ પણ ગૃહસ્થ સ્ત્રી

શકશે, કે ત્હેમના એ વિચારો આત્મમંથનકાળના આવેશ રૂપ નહોતા. પણ દૃઢ ગંભીર વિચારના પરિણામ રૂપ હતા. ત્હેમણે બાલ્યાવસ્થાના આ વિચારોને બ્રહ્મચર્યકાળમાં લીધેલી પવિત્ર પ્રતિજ્ઞા રૂપ ગણીને ભવિષ્ય જીવનમાં પૂર્ણ રીત્યે અમલમાં મુકયા છે. ધન્ય છે એ વીર નરને !

પણ પ્રિયપાઠક ! અહિં એક શંકા ઉઠી શકે છે, કે ક્રુર રૂઢીને વશ થઇને ઠાકુરદાસે પુત્રને લગ્ન કરવાનો આગ્રહ ન કર્યો હોત અને ત્હેમની ઉચ્ચ અભિલાષાઓની પૂર્તિને માટે યાવત્ જીવન બ્રહ્મચર્ય પાળવાની આજ્ઞા આપી હોતતો વિદ્યાસાગર દેશને વિશેષ ઉપયોગી થઇ પડત કે નહીં ? હમારો અત્યંત નમ્ર અભિપ્રાય તો એ છે, કે નિઃસન્દેહ એ દશામાં વિદ્યાસાગર વિશેષ ઉપયોગી થઇ પડત. સંસ્કૃત ભાષામાં એમની અત્યંત પ્રવીણતા ઉપરાંત, વર્તમાનયુગ માટે આવશ્યક અંગ્રેજી શિક્ષણમાં દક્ષતા, સ્વદેશનું હિત કરવાની તીવ્ર ઇચ્છા, વિચારોની ઉદારતા, હૃદયની વિશાળતા, અને આજકાલના સંસાર ત્યાગી સન્યાસીઓમાં પણ વિરલજ મળી આવતાં સાદાઇ તથા આત્મસંયમના અદ્ભુત ગુણોથી વિભૂષિત થયેલા વિદ્યાસાગરને કુટુંબ પોષણને માટે સેવાવૃત્તિ ન સ્વીકારવી પડી હોત તથા ઘર સંસારની અનેક આધિવ્યાધિ અને ઉપાધિને લીધે સમય સમયપર ક્લેશિત ન થવું પડ્યું હોત તો બ્રહ્મચર્યના બળથી વધારે ઉત્તેજીત થયેલા વિદ્યાસાગરની સેવા, પ્રાતઃસ્મરણીય આદર્શ પુરૂષ મહર્ષી દયાનન્દ સરસ્વતીની માફક, દેશને વિશેષ લાભદાયક થઇ પડત. અસ્તુ.

લગ્ન થઈ ગયા પછી, એટલે કે પંદર વર્ષની વયે ત્હેમણે અલંકાર શ્રેણીમાં ભણવાનો આરંભ કર્યો, અને એક વર્ષમાંજ સાહિત્ય દર્પણ, કાવ્ય પ્રકાશ અને રસગંગાધર આદિ સંસ્કૃતના અલંકાર ગ્રન્થો ભણી લીધા, અને હમેશની માફક આ વખતની પરીક્ષામાં પણ એજ પહેલા આવ્યા.

એક વખત બંગાળાના સુપ્રસિદ્ધ દર્શન શાસ્ત્રવેત્તા પંડિત જય-

નારાયણ તર્ક પંચાનન મહાશય કાંઇ કામ પ્રસંગે પંડિત તારાનાથતર્ક વાચસ્પતિને ત્ય્હાં ગયા હતા. ત્ય્હાં આગળ ઈશ્વરચન્દ્રને સાહિત્ય દર્પણ વાંચતા જોઇને એમણે અત્યંત આશ્ચર્ય પૂર્વક તર્ક વાચસ્પતિ મહાશયને પુછ્યું 'આટલો ન્હાનો છોકરો સાહિત્ય દર્પણમાં શું સ્હમજતો હશે' તર્કવાચસ્પતિએ કહ્યું "બાળક શું સ્હમજે છે એ જરા પુછીતો જુઓ.' તર્ક પંચાનન જયનારાયણે એમને કેટલાક પ્રશ્ન પુછ્યા, તો જણાયું કે આ બાળકતો એક અસાધારણ પંડિત છે. આકારમાં ન્હાનો સરખો છે, પણ વિદ્યામાં તથા જ્ઞાન વિસ્તારમાં એણે સુવિસ્તૃત વડના ઝાડની પેઠે બહુ દૂર સૂધી અધિકાર ફેલાવ્યો છે. ત્હેમણે પ્રીતી પૂર્વક તર્કવાચસ્પતિને કહ્યું 'આ બાળક કોઈ કાળે આખા બંગાળા દેશમાં અદ્વિતીય પુરૂષ નીવડશે. આટલી ન્હાની વયમાં સંસ્કૃત ભાષામાં આટલી બધી પ્રવીણતા મ્હેં કદી જોઇ નથી.' આ સાંભળીને તર્ક વાચસ્પતિ મહાશયે કહ્યું "હું આ બાળકને કોલેજના મહા મૂલ્યવાન અલંકાર રૂપ ગણુંછું." ગુરૂજન તથા દેશના અગ્રગણ્ય પંડિતોને મુખેથી આવા પ્રશંસાના ઉદ્દગારો સાંભળવાને ભાગ્યશાળી થનાર વિદ્યાર્થીનુંજ જીવન સફળ છે.

એ વખતના કાયદા પ્રમાણે વિદ્યાર્થીઓને અલંકાર, ન્યાય, અને વેદાન્ત ભણ્યા પછી સ્મૃતિ શાસ્ત્રનો અભ્યાસ કરવો પડતો. અને સ્મૃતિ શાસ્ત્રની પરીક્ષામાં પાસ થયા પછી ત્હેમને *'જજ પંડિત' ની જગ્યા મળતી. ઈશ્વરચન્દ્રે અલંકાર શ્રેણીમાં ભણતી વખતેજ કૉલેજના અધ્યક્ષને અરજી કરીને સ્મૃતિ શાસ્ત્રની પરીક્ષામાં બેસવાની પરવાનગી મેળવી લીધી.

---

* અંગ્રેજી રાજ્યના પ્રારમ્ભમાં ન્યાયની કચેરીઓમાં અંગ્રેજ ન્યાયાધીશોની સાથે એક પંડિત અને એક મૌલવી બેસતા. હિંદુ અને મુસલમાનોના મુકદ્દમાઓનો ફેંસલો કરતી વખતે તેઓ પોતાના ધર્મશાસ્ત્ર મુજબ યુરોપિયન ન્યાયાધીશને સલાહ આપતા. એવા પંડિતો "જજપંડિત" કહેવાતા, અને એ જગ્યા પ્રતિષ્ઠાવાળી ગણાતી.—લેખક.

કૉલેજનો અભ્યાસ સમાપ્ત કર્યા પછી લૉ કમિટીની પરીક્ષા આપવાની ઈચ્છાથી વિદ્યાર્થીઓ સ્મૃતિ શ્રેણીમાં દાખલ થતા અને બે ત્રણ વર્ષ સુધી ઘણો પરિશ્રમ કરીને મનુસ્મૃતિ, મિતાક્ષરા, અને દાયભાગ આદિ હિંદુ કાયદાના પુસ્તકોનો અભ્યાસ, પૂરો કરીને પરીક્ષા આપતા. પણ ઈશ્વરચન્દ્રે તો ફક્ત છ મહિનામાંજ એ ગ્રન્થોનો અભ્યાસ કરીને પરીક્ષા આપી અને ઘણી ઉત્તમતા પૂર્વક પાસ થયા. આ પરીક્ષા એવી કઠણ ગણાતી કે કોઇ વિરલા વિદ્યાર્થીઓજ એમાં પાસ થતા, તેથી હેમની આ સફળતાને લીધે હેમનો યશ મલયવૃક્ષની માફક ચારે તરફ ફેલાઈ ગયો. મ્હોટા મ્હોટા પંડિતોએ પણ જ્યારે સાંભળ્યું, કે મુછો પણ નથી ફુટી એવી કિશોર વયના, સોળ સત્તર વર્ષના બાળકેજ જજ પંડિતની પરીક્ષા પાસ કરી, ત્યારે તેઓ આશ્ચર્ય સાગરમાં ગરકાવ થઈ ગયા. થોડા દિવસમાં ત્રિપુરા શહેરમાં જજપંડિતની જગ્યા ખાલી પડી. ઈશ્વરચન્દ્રે એ જગ્યા માટે અરજી કરી અને હેમની નીમણુક પણ થઇ ગઇ. પરન્તુ એમના પિતાની ઈચ્છા એમને એટલે દૂર મોકલવાની નહોતી, તેથી એમણે એ નોકરી ન લીધી, અને પાછા વેદાન્ત ભણવા લાગ્યા. ત્યાર પછી ન્યાય અને દર્શનશાસ્ત્રનો અભ્યાસ કરીને હેની પરીક્ષા આપી. એમાં પણ એમનો પહેલો નંબર આવ્યો. આ ઉપરાંત ઉત્તમ ગદ્ય રચના તથા ઉત્તમ પદ્ય રચના માટે એમને સો સો રૂપિયાનાં બે ઇનામ મળ્યાં. જે દર્શનશાસ્ત્રનો અભ્યાસ બીજા લોકો આઠ વર્ષમાં પુરો કરે છે તે અભ્યાસ તીક્ષ્ણ બુદ્ધિના ઇશ્વરચન્દ્રે ફક્ત પાંચજ વર્ષમાં સમાપ્ત કર્યો. અને પ્રથમ નંબરે પાસ થઇ બસેં રૂપિયાનું ઇનામ મેળવ્યું. હેમના ન્હાના ભાઇ દીનબન્ધુના લગ્નમાં એમના પિતાએ જે ઋણ કર્યું હતું, તે ફેડવામાં સત્પુત્ર ઈશ્વરચન્દ્રે પોતાને ઇનામમાં મળેલા રૂપિયાનો ઉપયોગ કર્યો.

વિદ્યાસાગરનો સ્વભાવ તથા એમની મુખમુદ્રા એવાં ચિત્તાકર્ષક હતાં, કે એમના સમાગમમાં આવનાર હરકોઇ મુગ્ધ થઇ જતું. હેમના ગુરૂઓ પણ એમનાથી પ્રસન્ન રહેતા હતા. વેદાન્ત શ્રેણીના અધ્યાપક

શંભુચન્દ્ર વાચસ્પતિ તો એમના સ્નેહપાશમાં એટલા બધા બંધાઇ ગયા હતા કે એમને પુછ્યા વગર પાણી પણ પીતા નહોતા. કારણ એ હતું કે અતિ વૃદ્ધ અવસ્થાને લીધે ઉઠવા બેસવામાં તથા ન્હાવા ધોવામાં ગુરૂજીને બીજા કોઇના આધારની જરૂર પડતી હતી. ઇશ્વરચન્દ્ર સદા ગુરૂ સેવામાં તત્પર રહેતા અને આખો દિવસ ત્હેમની પાસે ગાળતા. સેવાથી ત્હેમણે વૃદ્ધ ગુરૂને પોતાને વશ કરી લીધા હતા. ગુરૂજી પણ ઇશ્વરચન્દ્રની બુદ્ધિથી એટલા બધા ખુશ હતા, કે ત્હેમની સલાહને સૌથી ઉત્તમ ગણતા. એક દિવસ પંડિતજીએ ત્હેમને પુછ્યું. "બેટા, હું ઘણો વૃદ્ધ થઇ ગયો છું. ઉઠતાં બેસતાં હમેશાં એક માણસના ટેકાની જરૂર પડે છે. તેથી મ્હારો વિચાર છે, કે એકવાર લગ્ન કરૂં. કેમ ત્હારી શી સલાહ છે ?" ગુરૂજીની એ વાત સાંભળીને ઇશ્વરચન્દ્ર મનમાં ને મનમાં વિચારવા લાગ્યા, "આ પંચાશી વર્ષનો ડોસો જો કોઇ છોકરી સાથે લગ્ન કરે તો એનું શું પરિણામ આવે ? શું થોડાજ દિવસોમાં એ મરી નહીં જાય ? શું ત્હેમની બાળપત્નીને જીવન પર્યન્ત વૈધવ્યના અથાગ સાગરમાં ગોથાં નહીં ખાવાં પડે ? હાય ! એ વખતે એ કોમળ હૃદયા પરતંત્ર બાલિકાની શી વ્હલે થશે ? !" આ બધા પ્રશ્નો ત્હેમના ચિત્તમાં ઉઠવા લાગ્યા અને ત્હેમને ઘણો સંતાપ થયો. આખરે ગળગળે સ્વરે ત્હેમણે જવાબ આપ્યો. "ગુરૂજી, હું આપના જેવો વિદ્વાન્ નથી, કે આપને સલાહ આપી શકું. આપે તો સંસારમાં કેટલીએ નવા જુની જોઇ છે. આવાં લગ્નનાં પરિણામ પણ આપે બહુ જોયાં હશે. આવી અવસ્થામાં ઢંગધડા વગરનું અને અનુચિત લગ્ન કરવું આપ યોગ્ય સમજો છો ? એક નિરપરાધિ બાલિકાના જીવનના બધા સુખને ધુળમાં મેળવી દેવાનો આપને શો અધિકાર છે ? કેવળ પોતાના સ્વાર્થને સારૂ એક કોમળ પ્રાણને આખી જીંદગી સૂધી રોવડાવ્યા કરવો, એ આપ જેવા બુદ્ધિમાનને છાજે !" પંડિતજીએ મુંગે મ્હોંએ ઇશ્વરચન્દ્રની વાત સાંભળ્યા કરી અને ઉત્તરમાં ત્હેમના બન્ને હાથ પકડીને ઘણીજ નમ્રતાપૂર્વક પોતાના લગ્નની વાત આવશ્યક બતાવીને ત્હેમની એ કાર્યમાં

મંજુરી માંગી. પણ અડગ ઈશ્વરચન્દ્ર નાને નાજ કહેતા ગયા અને આખરે એટલું કહીને ઘેર જતા રહ્યા, કે "કોણ જાણે ક્યહારે આ સત્યાનાશી રિવાજ કુળવાનોમાંથી જડમૂળથી નાબૂદ થશે !!" આમતો ઇશ્વરચન્દ્ર ઘેર ગયા. ન્હણે ગુરૂજીના લગ્નની તૈયારીઓ થવા લાગી અને વાંચકો લખતાં હૃદય કંપી ઉઠે છે, પંચાશી વર્ષના બુઢ્ઢા સાથે એક અતિ રૂપવતી કન્યાનું લગ્ન-લગ્ન શેનું, પાણિગ્રહણ-થઇજ ગયું !!

ઈશ્વરચન્દ્રે જ્યહારે આ લગ્નની વાત સાંભળી ત્યારે એ ધ્રુજવા લાગ્યા અને સજળનેત્રે, રૂંધાઇ ગયેલા કંઠે ન્હીડાઇ જઇને બોલી ઉઠયા, કે હે પરમાત્મા ! શું આ દેશને રસાતળ પહોંચાડવાનોજ ત્હારો વિચાર છે ? સ્ત્રીઓ કષ્ટ પામતી હોય તે ઘરનું અને એ દેશનું કદી કલ્યાણ થતું નથી, બસ, આટલું બોલીને એ ચુપ થઇ ગયા અને મનમાંને મનમાં કાંઇ વિચારવા લાગ્યા. દૃઢ પ્રતિજ્ઞા સૂચક ચિહ્નો એજ સમયે ત્હેમના મ્હોં ઉપર ઝળકવા લાગ્યાં. ત્હેમની એ પ્રતિજ્ઞા, આગળ ઉપર, ત્હેમના કાર્યોથી જણાઇ આવશે.

એક દિવસ એ વૃદ્ધ પંડિતજીએ ત્હેમને કહ્યું 'આટલા બધા દિવસ થયા પણ તું ત્હારી નવી ગુરૂપત્નીનાં દર્શન કરવા નથી આવ્યો.' ઈશ્વરચન્દ્ર રોઈ પડ્યા. ત્હેમની આંખોમાંથી ચોધાર આંસુની ધારા વહેવા લાગી. એ વખતે તો પંડિતજી શાન્ત રહ્યા. પણ બીજે એક દિવસે ન્હરાણે એમને પોતાને ઘેર લઇ ગયા. ત્યહાં જઇને ઈશ્વરચંન્દ્રે પોતાની બાળ ગુરૂપત્નીને જોઇ ત્યહારે ત્હેમના ચિત્તમાંનો કરૂણાસાગર ઉભરાઇ આવ્યો. ત્હેમના જળબિન્દુઓએ આંખો દ્વારા વહીને ગુરૂપત્નીના અર્ધપાદ્યની ગરજ સારી. બે રૂપિયા સાથે ગુરૂપત્નીના ચરણમાં માથું મુકીને પ્રણામ કરીને પોતે બહાર જતા રહ્યા. ગુરૂજીએ ત્હેમને જળપાન કરવાનો ઘણો આગ્રહ કર્યો પણ એ તેજસ્વી મહાત્માએ ઉત્તર આપ્યો, કે 'આ નરક કુંડમાં હવે હું જળસ્પર્શ નહીં કરૂં.' આટલું કહીને એ સીધા ઘેર ગયા, વાંચકોને જણાવવાની જરૂર નથી, કે એ શંભુચન્દ્ર વાચસ્પતિજી થોડાક દિવસોમાં પરલોક સીધાવ્યા

અને ત્હેમની બાળ વિધવા પત્નીએ પિતાના ઘરનો આશ્રય લીધો.

વાચક ! આ ઘટના ઉપરથી ત્હમે જોઇ શકશો, કે ઈશ્વરચન્દ્રનો સ્વભાવ કરૂણામય હોવા છતાં પણ કાયર નહોતો. સાધારણ રીત્યે આપણો એવો સ્વભાવ હોય છે, કે જે મનુષ્યોને આપણે પૂજ્ય વડિલ ગણતા હોઇએ છીએ, ત્હેમની એ આંખની શરમ પડે છે. ત્હેમને મ્હોંએ કોઇ દિવસ ખરી વાત કહેવાતી નથી. ત્હેમના ખોટા આચરણો વખતે પણ ત્હેમને કર્તવ્ય સંબંધી સ્પષ્ટ સલાહ આપી ખોટું લગાડાતું નથી. બાળ વિવાહ, બહુ વિવાહ. ( એક સ્ત્રીની હયાતીમાં બીજી સ્ત્રી સાથે લગ્ન કરવાનો રિવાજ ) અને વૃદ્ધ વિવાહના સખ્ત વિરોધી હોવા છતાં પણ વ્યવહાર સાચવવાની ખાતર, એવાં લગ્નોના વરઘોડા આદિ ઉત્સવોમાં શામિલ થતાં આપણે ઘણા સુધારકોને જોઇએ છીએ. શું એ સુધારક બન્ધુઓ જાણતા નથી કે આ કેવળ ત્હેમની કાપુરૂષતા, નામર્દાઇજ છે ? શું તેઓ પોતાનાં એવાં કાર્યોથી એ અનર્થકારી રિવાજોને મૌનપણે ઉત્તેજન નથી આપતા. ? પણ ઈશ્વરચન્દ્ર વિદ્યાસાગર એવા બ્હીકણ મનુષ્ય નહોતા. એમણે તો પોતાના પૂજ્ય ગુરૂશ્રીની પણ શરમ ન રાખતાં જે વ્યાજબી લાગ્યું તે વગર સંકોચે સ્પષ્ટ કહીજ દીધું.

ઈશ્વરચન્દ્ર કેટલા કોમળ અને પારકે દુઃખે દુઃખી થનારા હતા, તે ઉપલી ઘટના ઉપરથી સાફ જણાઇ આવે છે. ઉત્તર કાળમાં બાળ વિધવાઓના વિવાહને માટે પોતાનું સર્વસ્વ અર્પણ કરીને, જીંદગી પર્યન્ત ત્હેમણે જે અગાધ પરિશ્રમ કર્યો છે, તે પરિશ્રમ કરવાની વૃત્તિ, અબળાઓના કલ્યાણની ઇચ્છા, વૃદ્ધ ગુરૂ વાચસ્પતિ મહાશયના અનુચિત વિવાહને લીધે સ્ફૂરી હતી, એમ કોણ નહીં કહે ? જે અરસામાં ઈશ્વરચન્દ્ર કૉલેજમાં ન્યાય અને દર્શન શાસ્ત્ર ભણતા હતા તે અરસામાં વ્યાકરણના વર્ગના અધ્યાપકે રજા લીધી. તેથી થોડા વખતને માટે એ જગ્યા ઉપર માસિક ૫૦ રૂપિયાના પગારે ઈશ્વરચન્દ્ર નીમાયા, એ પગારમાંથી એમણે પિતાને ગયાજીની યાત્રા કરાવી, એ નોકરી એમણે

એવી યોગ્યતા પૂર્વક કરી હતી, કે ત્હેમની ભણાવવાની ઢબથી કૉલેજના વિદ્યાર્થીઓ તેમજ બીજા બધા પંડિતો પ્રસન્ન થઇ ગયા હતા.

ત્યહાર પછી થોડા દિવસોમાં એમણે સંસ્કૃત કૉલેજની છેલ્લી પરીક્ષા આપી અને ઈ. સ. ૧૮૪૧ ના, ૧૦ મી ડિસેમ્બરને દિવસે સંસ્કૃત કૉલેજનો ૧૨ વર્ષને ૫ માસ સુધીમાં સઘળો અભ્યાસ પૂરો કરીને '**વિદ્યાસાગર**' ની ઘણીજ માન ભરેલી ઉપાધિ મેળવી ભવિષ્ય જીવનમાં એ 'વિદ્યાસાગર' ના નામથીજ ઓળખાયા છે, અને હમે પણ આ સંક્ષિપ્ત જીવન ચરિત્રમાં ત્હેમને વારંવાર 'વિદ્યાસાગર' ના નામથી સંબોધ્યા છે અને સંબોધીશું. પણ વાચકોએ સારી પેઠે યાદ રાખવું, કે 'વિદ્યાસાગર' એ કાંઇ ત્હેમની બાપદાદાથી ઉતરી આવેલી અટક નહોતી, કે સરકારે ખુશ થઇ જઇ બક્ષેલો ખિતાબ નહોતો, પણ મહામેહનતે પોતાની અંગત વિદ્વત્તાના પ્રતાપે મેળવેલી એક મ્હોટી પદવી અથવા ડીગ્રી હતી. વીસ વર્ષનો યુવક 'વિદ્યાસાગર'! એવા ભાગ્યવાન પુરૂષો સંસારમાં કેટલા થોડા હશે? વ્યાકરણ, સાહિત્ય, દર્શનશાસ્ત્ર, સ્મૃતિ શાસ્ત્ર જ્યોતિષ અને ધર્મશાસ્ત્ર આદિ વિષયોમાં વિશારદ હોય એવા વીસ વર્ષના પંડિતો આપણામાં કેટલા છે? બુદ્ધિનું કેવું અપૂર્વ પરાક્રમ!! કૉલેજના અધ્યાપકો પણ વિસ્મય પામી ગયા. વ્યાકરણના અધ્યાપક કહેવા લાગ્યા 'મ્હને ધન્ય છે' સાહિત્યના અધ્યાપક બોલ્યા 'મ્હારૂં ભણાવવું આજ સાર્થક થયું છે.' દર્શન શાસ્ત્રના અધ્યાપકે મુક્ત કંઠે સ્વીકાર કર્યો, કે "ઈશ્વરચન્દ્ર અવશ્ય અસાધારણ શક્તિ વાળો છે" ત્હેમના ડિપ્લોમા-પ્રમાણ પત્ર-માં બધા અધ્યાપકોએ પોતાની સહી કરીને, પોતપોતાના વિષયમાં, ત્હેમની પ્રવીણતાની ખાત્રી આપી છે. આવા વિદ્યાર્થીને 'વિદ્યાનો સાગર' ન કહે તો બીજા કોને કહે? એમના બધા અધ્યાપકો એમને શિષ્યરૂપે મેળવીને પોતાના જીવનને ગૌરવાન્વિત કરી ગયા છે. હમેતો એટલે સુધી માનીએ છીએ કે ઈશ્વચન્દ્ર જેવા સત્પાત્ર વિદ્યાર્થીના નામ સાથે જોડાવાથી 'વિદ્યાસાગર' ઉપાધિનું ગૌરવ વધ્યું છે. પર્વત સમાન દૃઢ

રહીને, વિઘ્નોની સાથે વીરતાથી યુદ્ધ કરીને ઇશ્વરચન્દ્રે વિદ્યાભ્યાસ ઉપર જે પ્રેમ બતાવ્યો છે, તે પ્રત્યેક વિદ્યાર્થીને અનુકરણ કરવા યોગ્ય છે. આવું ગુણવાન બાળક જે ઘરમાં લાલનપાલન પામે છે તે ગૃહના પ્રત્યેક મનુષ્યનું મુખ ઉજ્વલ થાય છે, જે દેશના વિદ્યાર્થીઓ વિદ્યાસાગરના જેવા વિદ્યાર્થી જીવનનું અનુકરણ કરે છે તે દેશના સૌભાગ્યની સીમા રહેતી નથી.

## પ્રકરણ ૪ થું.

## સરકારી નોકરીમાં વિદ્યાસાગર.

કૉલેજનું વિદ્યાર્થી જીવન સમાપ્ત કરી હવે વિદ્યાસાગરે કર્મ જીવનમાં પ્રવેશ કર્યો. એ કાર્યક્ષેત્રમાં પણ ત્હેમણે ઘણે પ્રકારે કીર્તિ મેળવી છે. બાલ્યકાળ અને વિદ્યાર્થી અવસ્થામાં, અપરિસીમ શ્રમશીલતા, દૃઢ એકાગ્રતા, અડગ આત્મવિશ્વાસ, વિશાળ બુદ્ધિમત્તા અને તેજસ્વિતાનો જે પરિચય ત્હેમણે આપ્યો છે, તેજ ગુણો ત્હેમના કાર્ય જીવનમાં પણ પુષ્કળ જોવામાં આવે છે. આપત્તિ સમયે નિર્ભયતા, કર્તવ્ય પાલનમાં દૃઢપ્રતિજ્ઞા, નિરાશાના સમયમાં શાન્તિ, અને સર્વ અવસ્થામાં નિરભિમાનતા તથા સર્વ કાર્યમાં નિઃસ્વાર્થતા જોવાં હોય તો, એ બધા ગુણો વાંચકોને વિદ્યાસાગરના જીવનમાં, કાર્યજીવનના પ્રારંભથી તે જીંદગીના છેલ્લા દિવસો સુધી, સ્પષ્ટ જણાઇ આવશે. કર્મશીલ મનુષ્યના કર્મ જીવનનો અન્ત આવતો નથી એ વાતનું વિદ્યાસાગર જીવન પ્રમાણ રૂપછે. વિદ્યાસાગરે પાશ્ચાત્ય વિદ્વાન સિડની સ્મિથના નીચેના શબ્દો ચરિતાર્થ કર્યા છે.

"Let every man be occupied, and occupied in the highest employment of which his nature is capable, and die with the conscionsnes that he has done his best."

(સારાંશ કે દરએક મનુષ્યે પોતાના સ્વભાવનુસાર ઉત્તમ કાર્યમાં પરોવાવું જોઇએ, અને પોતાનું કર્તવ્ય શ્રેષ્ઠ રીતે પૂર્ણ કર્યું છે એ શ્રદ્ધા સાથે મરવું જોઇએ.)

ઇ સ. ૧૮૪૧ ના ડિસેમ્બર માસમાં કલકત્તાની ફૉર્ટ વિલિયમ કૉલેજમાં માર્શલ સાહેબના હાથ નીચે વિદ્યાસાગરે પહેલી નોકરી શરૂ કરી. મધુસુદન તર્કાલંકારના મૃત્યુથી કૉલેજમાં મુખ્ય પંડિતની જગ્યા ખાલી પડી હતી. એ જગ્યા મેળવવાને ઘણા લોકો તળે ઉપર થઇ રહ્યા હતા. વિદ્યાસાગર મહાશય આ સમયે વીરસિંહ ગામમાં જનનીની પાસે લાડમાં પોતાનો ફુરસદનો વખત ગાળતા હતા. ત્હેમને એ જગ્યાએ ઉમેદવારી કરવાનું ભાન પણ નહોતું, પણ ત્હેમની અસાધારણ શ્રમશીલતા, મજબુત ખંત, આશ્ચર્યકારક બુદ્ધિમત્તા, સુંદર હસ્તાક્ષર, રચનાનૈપુણ્ય અને સર્વ વિષયોમાં એક સરખી રૂચિ આદિ ગુણોને લીધે માર્શલ સાહેબની આંખમાં એ પહેલેથીજ ખુંપી ગયા હતા, એ ઉદાર દીલના સાહેબે ખાસ ખબર કહડાવીને વિદ્યાસાગરને કલકત્તે બોલાવ્યા અને પચાસ રૂપિયા મહિનાની નોકરી આપી. (ઇ. સ. ૧૮૪૧) એ વખતે વિલાયતથી જે સિવિલિયનો આ દેશમાં નોકરી કરવા આવતા ત્હેમને ફૉર્ટ વિલિયમ કૉલેજમાં દેશી ભાષાની પરીક્ષા આપવી પડતી. જો કોઇ સિવિલિયન સાહેબ એ પરીક્ષામાં નાપાસ પડતો તો ત્હેને નિરાશ થઇને પાછા જવું પડતું આ સાહેબોની બંગાળી ભાષાની પરીક્ષા વિદ્યાસાગર લેતા હતા. એક દિવશે માર્શલ સાહેબે ત્હેમને સૂચનારૂપે મિત્રભાવે કહ્યું કે 'આ સિવિલિયનો ઘણું ખર્ચ કરીને નોકરીની આશાએ હજારો ગાઉથી પરદેશ આવે છે. ત્હેમાં જો પાસ નથી થતા તો પછી એમની દુર્દશાનું ઠેકાણુંજ નથી

રહેતું. માટે મહેરબાની કરીને ત્હમે એમને અઘરા સવાલ ન પુછશો. ’

વાંચકો ? આપણા ધનહીન ચરિત્ર નાયક, જ્હેમણે અડધા ભુખ્યા રહીને, દરિદ્રતા સાથે ઘોર સંગ્રામ કરીને વિદ્યાભ્યાસ કર્યો, હતો અને હવે મહિને પચાસ રૂપિયાના પગારે નોકરીએ લાગ્યા હતા, ત્હેમણે અધ્યક્ષ સાહેબની આ સૂચનાના જવાબમાં આગ્રહ પૂર્વક કહ્યું કે ‘ સાહેબ, મ્હારાથી એવું કામ નહીં થાય. ભલે નોકરી છોડી દઈશ, પણ અન્યાય નહીં કરૂં ”

પ્રિય વાચક ! આ ધર્મપરાયણ, નિર્ભયચિત્ત, બ્રાહ્મણ યુવકના ઉત્તર ઉપર વિચાર કરો, અને કહો કે ત્હમારામાંથી કેટલા એવા નીકળશે, કે જે ધર્મની ખાતર સંસારના બધા સુખને તુચ્છ ગણે ? શું વિદ્યાસાગર જાણતા નહોતા. કે પિતા ઘણાજ ગરીબ છે. મ્હને પોતાને પણ આજ સુધી પેટ ભરીને ખાવાનું મળ્યું નથી. આવી સ્થિતિમાં નોકરી જતી રહેશે તો, લક્ષ્મી ચાંલ્લો કરવા આવી ત્યારે મ્હોં ધોવા ગયા જેવું થશે પરન્તુ ના, એવી સાધારણ આપત્તિઓથી તો કાયર મનુષ્યોજ ડરે છે, ધર્મવીરો ત્હેનો ભય નથી રાખતા. વિદ્યાસાગરે ચોખ્ખી ના કહી દીધી તેથી માર્શલ સાહેબને ખોટું લાગ્યું નહીં. ઉલટું એ સત્યપ્રિય ઉદાર વિચારના અંગ્રેજ અમલદારના મનમાં ઈશ્વરચન્દ્રની સત્ય નિષ્ઠા માટે સારો અભિપ્રાય બંધાયો. પોતાના કર્તવ્યમાં દૃઢ રહેવું એ વિદ્યાસાગરનું સિદ્ધાન્ત સૂત્ર હતું.

નોકરીમાં જોડાયા પછી એમણે અંગ્રેજી અને હિન્દીના અભ્યાસ તરફ ધ્યાન લગાડ્યું. થોડોક સમય પોતાના વિદ્વાન્ મિત્રો પાસે અભ્યાસ કર્યા પછી પગારદાર શિક્ષકો રાખીને એમણે એ ભાષાઓમાં સારી પ્રવીણતા મેળવી. અંગ્રેજી ભાષાનો તો એમણે એવો સારો અભ્યાસ કર્યો હતો. કે મહા કવિ શેકસપિયરનાં નાટકોનાં બધા ઉત્તમ પ્રસંગો ત્હેમને કંઠાગ્ર હતા.

એ અરસામાં ફૉર્ટ વિલિયમ કૉલેજના હેડ રાઇટરની જગ્યા ખાલી પડી. માર્શલ સાહેબે એ જગ્યા ત્હેમનેજ આપવા ધાર્યું. પણ

ત્હેમણે એ જગ્યા પોતે ન લેતાં પોતાના એક મિત્રને રૂ. ૮૦ ના પગારે અપાવી.

નોકર થયા પછી વિદ્યાસાગરનું પહેલું કામ પોતાના વૃદ્ધ પિતાજીને નોકરીમાંથી છોડાવવાનું હતું. ઘણા આગ્રહ પૂર્વક એમણે પિતાને વિનંતિ કરીને નિવૃત્ત કર્યા અને એમના ખર્ચ માટે દર મહિને વીસ રૂપિયા મોકલવા લાગ્યા. બાકીના ત્રીસ રૂપિયામાંથી કલકત્તામાં આઠ નવ માણસો વાળા કુટુંબનું ગુજરાન ચલાવતા હતા.

ફૉર્ટ વિલિયમ કૉલેજની સીનીયર અને જુનિઅર પરીક્ષામાં સવાલપત્રો કહાડવાનો ભાર પણ વિદ્યાસાગર ઉપરજ હતો. એ કામ પણ એમણે ઘણી સારી રીતે બજાવ્યું હતું.

ફૉર્ટ વિલિયમ કૉલેજમાં એ કામ કરતા હતા એવામાં એક દિવસ ભારત વર્ષના ગવર્નર જનરલ એ કૉલેજ જોવા ગયા, અને વિદ્યાસાગરની સાથે વાતચીત કરીને ઘણા ખુશ થયા. એ વખતે વાતચીત દરમિયાન ત્હેમણે વાઇસરોય સાહેબને કહ્યું, કે સરકાર સંસ્કૃત કૉલેજની ઉન્નતિ તરફ કાંઇ લક્ષ આપતી નથી. અહિંથી જે છોકરાઓ પાસ થાય છે, ત્હેમને સરકાર કાંઇ નોકરી આપતી નથી. ત્હેમને માટે ફક્ત એક 'જજ–પંડિત' ની જગ્યા ખુલ્લી હતી તે પણ બંધ કરી દીધી. એથી કૉલેજમાં દિનપ્રતિદિન વિદ્યાર્થીઓ ઘટતા જાય છે. આપ બંગાળા પ્રાન્તમાં દરએક જીલ્લામાં નિશાળો સ્થાપો અને સંસ્કૃત કૉલેજમાંથી પાસ થયેલા વિદ્યાર્થીઓને ત્યહાં શિક્ષક તરીકે નીમોતો ઘણું સારૂં થાય. બુદ્ધિમાન ગવર્નરજનરલ લૉર્ડ હાર્ડિંજ સાહેબે ત્હેમની સૂચના મૂજબ ઈ. સ. ૧૮૪૫ માં બંગાળા પ્રાન્તમાં એક સો નિશાળો સ્થાપવાનો હુકમ આપ્યો અને સાથે એ પણ ફરમાવ્યું કે સંસ્કૃત કૉલેજમાંથી પાસ થયેલા વિદ્યાર્થીઓને ત્યહાં નીમવામાં આવશે. એ વિદ્યાર્થીઓની પરીક્ષા લેવાનો ભાર માર્શલ સાહેબ અને વિદ્યાસાગર ઉપર આવ્યો. લૉર્ડ હારડિંજ સાહેબે સ્થાપેલી આ શાળાઓમાંથી કેટલીક આજ પણ હારડિંજ વિદ્યાલયના નામથી બંગાળામાં

અસ્તિત્વ ધરાવે છે.

આ અરસામાં સંસ્કૃત કૉલેજમાં વ્યાકરણની પ્રથમ શ્રેણીના અધ્યાપકની જગ્યા ખાલી પડી. અધ્યક્ષોએ એ જગ્યા વિદ્યાસાગરનેજ આપવાનું ધાર્યું. પણ એ પરોપકારી નિર્લોભી મહાત્માએ એ નોકરી પોતે ન લેતાં પોતાના એક મિત્ર તારાનાથ તર્કવાચસ્પતિ મહાશયને રૂ. ૫૦ ના પગારે અપાવી. જે વખતે તારાનાથજીની નોકરીના સંબંધમાં એમણે ભલામણ કરી તે વખતે પંડિત તારાનાથ કલકત્તામાં નહોતા. અધ્યાપકની આવશ્યકતા પણ જલ્દી હતી. તેથી વિદ્યાસાગર રાત દિવસ પગે ચાલીને ત્રીસ ગાઉ દૂર પંડિતજીને ઘેર ગયા અને ત્હાંથી એમને તેડી લાવીને એ જગ્યાએ નોકર રખાવ્યા. કારણ એ હતું, કે પંડિત તારાનાથ તર્કવાચસ્પતિને નોકરી અપાવવાનું એ અગાઉ એક વખત વચન આપી ચુકયા હતા તેથી વખત આવતાં પોતાના અંગત લાભનો કાંઇ પણ વિચાર ન કરતાં એમણે પ્રતિજ્ઞા પૂર્ણ કરી. પ્રતિજ્ઞા રક્ષણને માટે વિદ્યાસાગરે આટલો બધો પરિશ્રમ લીધો એ જાણીને તર્ક વાચસ્પતિ મહાશય, અને ત્હેમના પિતા બોલી ઉઠયા ‘ ધન્ય ? વિદ્યાસાગર ? ત્હમે મનુષ્ય રૂપે દેવતા છો. ’

આતો વિદ્યાસાગરની પરોપકાર વૃત્તિનું એક ન્હાનું સરખું દૃષ્ટાન્ત બતાવ્યું. આગળ ઉપર એમના ગુણો વાંચકોને સંપૂર્ણ રીત્યે વિદિત થશે. પરન્તુ આ સમયે હમે ત્હેમની માતૃ ભક્તિનો એક નમૂનો બતાવવાની ઈચ્છા રાખીએ છીએ.

જે વખતે મહાત્મા વિદ્યાસાગર ફૉર્ટ વિલિયમ્સ કૉલેજમાં નોકરી કરતા હતા તેવામાં એક દિવસ ત્હેમને ઘેરથી ત્હેમના ન્હાનાભાઇના લગ્નનો સંદેશો આવ્યો. કલકત્તેથી એમના ઘરનાં બીજા માણસો તો વિવાહ મ્હાલવાને વીરસિંહ ગામ ગયા હતા. પણ કામ વધારે હોવાથી કૉલેજના અધ્યક્ષે વિદ્યાસાગરને રજા ન આપી. એ દિવસે તો એ કાંઇ ન બોલ્યા, અને સ્હાંજે ઘેર આવીને ભોજન કરીને સુઇ રહ્યા. ઘેર કેવી રીત્યે જવું એજ વિચાર એમના મનમાં ઘોળાયા કરતો હતો.

માતૃભક્ત વિદ્યાસાગર માતાની આજ્ઞા પાળવાને પોતાને અસમર્થ જોઇને ઘણા દુઃખી થયા. એ જાણુતા હતા, કે મ્હારી મા મ્હારા ઉપર એટલો બધો સ્નેહ રાખે છે, કે લગ્નમાં મ્હને ગેરહાજીર જોઇને એને જરૂર દુઃખ થશે. હુ શા માટે દેવી તુલ્ય માતાના દુઃખનું કારણ બનું ? એણે મ્હને આટલું બધું કષ્ટ વેઠીને મ્હોટા કર્યો અને હજુ પણ શું એને દુઃખજ દેતો રહીશ? એવું કરવાને મ્હને કોણે લાચાર કર્યો ? નોકરી એ ? ! ધિક્કાર છે એવી નોકરીને ! ! આમ વિચારમાંને વિચારમાં વ્હાણું વાઇ ગયું. પ્રાતઃકાળનું નિત્યકર્મ જલ્દીથી પતાવી કઇને ઇશ્વિરચન્દ્ર કૉલેજના અધ્યક્ષ માર્શલ સાહેબ પાસે પહોંચ્યા અને ત્હેમને કહ્યું 'સાહેબ, મ્હારે ઘેર જવું છે. માએ મને બોલાવ્યો છે. હવે હું અહિં એક ઘડી પણ રહી શકું એમ નથી. રજા આપો કાંતો આ રાજીનામું મંજુર કરો.' માર્શલ શાહેબ આ બ્રાહ્મણ યુવકની માતૃભક્તિ જોઇને મુગ્ધ થઇ ગયા અને તરતજ ત્હેમને ઘેર જવાની રજા આપી. રજા મળતાં વારજ એ ગજવામાં થોડા રૂપિઆ લઇને સીધા ઘર તરફ ચાલ્યા. ત્હેમના ઘરનો રસ્તો કલકતેથી બે દિવસનો હતો. એ વખતે ગાડીતો હતી નહીં. રસ્તામાં ચોર લુંટારાનો ઘણો ભય રહેતો હતો. પરન્તુ આપણા નિર્ભય ચિત્તના મહાત્મા એ બધી અડચણોની જરાપણ પરવા કર્યા વગર ઘર તરફ ચાલ્યા. એ વખતે વરસાદની મોસમ હતી. રસ્તો ઘણોજ ખરાબ થઇ ગયો હતો. પણ વિદ્યાસાગર તો ધુનમાં ને ધુનમાં ચાલ્યાજ ગયા, વચમાં એક રાત વિસામો ખાઇને પાછું ચાલવા માંડયું. ચાલતા ચાલતાં મધ્યાહ્ન સમયે એક નદીના કિનારે આવી ઉભા રહ્યા. ચોમાસું હોવાથી દામોદર નદીમાં પુષ્કળ પુર આવ્યું હતું તરંગનો વેગ એટલો બધો હતો કે અંદર લાકડું નાંખોતો આંખના પલકારામાં એના કકડે કડકા થઇ જાય. ટુંકામાં, ચોમાસામાં મ્હોટી નદીઓની જેવી અવસ્થા થાય છે તેવીજ દશા આ નદીની હતી. હવે શું કરવું ? પાર ઉતરવાને માટે કોઇ વહાણુ તૈયાર નહોતું અને એજ દિવસે ઘેરથી ભાઇની જાન નીકળવાની હતી. ઘેર પહોચવું બહુ જરૂરનું હતું.

આ બધી વાતોનો વિચાર કરતા વિદ્યાસાગર નદીને કિનારે ઉભા રહ્યા. પણ થોડાજ સમયમાં કર્તવ્યનો નિશ્ચય કરીને નદીમાં કુદીપડયા અને પેલીપાર જવા માટે તરવા લાગ્યા. આખરે ત્હેમના સાહસે એટલા સખ્ત પૂરમાં પણ એમને સહી સલામત પાર ઉતાર્યા. સ્હામે પાર જઇને પોતાના મામાને ત્યહાં મધ્યાહ્નનું નિત્યકર્મ કરીને પાછા ઘર તરફ ચાલવા લાગ્યા. સ્હાંજ પડતાં વળી બીજી નદી આવી. પણ એવાજ સાહસથી એને પણ પાર ઉતર્યા. અહિં ઘણું મ્હોટું મેદાન હતું, અને ચોર લુંટારાનો ભય પણ ઘણો હતો. પણ ઇશ્વરચન્દ્રતો પોતાની ઇષ્ટ દેવીરૂપ માતાના ચરણકમળનું ધ્યાન ધરતા સીધાને સીધા ઘર તરફ ચાલ્યા. ઘર આગળતો સંધ્યા કાળેજ જાન રવાના થઇ ગઈ હતી. પણ ત્હેમની માતા પુત્ર વિયોગથી બહુ દુઃખી થઇને આંસુ પાડતી ઘેર બેઠી હતી. અરધી રાત થઇ ગઇ પણ માતાએ કાંઇ પણ ખાધું નહોતું. ઘરમાં બીજાં બધાં સુઇ ગયાં હતાં. એવામાં એમણે પુત્રનો અવાજ સાંભળ્યો કે, " મા, મા, હું આવ્યો, બારણું ઉઘાડો " માતાએ વિજળીની ઝડપે દોડીને બારણું ઉઘાડયું, અને આપણા વિદ્યાસાગર માતાને ચરણે પડયા. પહેલાં તો મા દિકરો મળીને ખૂબ રોયાં, પછી માએ પુત્રનાં ભીનાં કપડાં બદલાવ્યાં અને બે જણાંએ સાથે બેસીને ભોજન કર્યું.

ધન્ય છે વિદ્યાસાગરની માતૃ ભક્તિને ! !

કેટલાક દિવસ ઘેર રહ્યા પછી વિદ્યાસાગર પાછા નોકરી ઉપર ચ્હડયા. અંગ્રેજી અમલદારો ઘણું ખરૂં એમની પાસે કવિતા રચાવતા અને ખુશ થઇને સેંકડો રૂપિયા ઇનામ આપતા; પણ એ પોતે એ રૂપિયા પોતાના ઉપયોગમાં ન લેતાં કાલેજના વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિ આપવામાં વાપરતા. મહિને પચાસ રૂપિયાના પગાર ઉપરાંત પોતે એક કોડીને પણ અડકતા નહીં. એજ સમયમાં સંસ્કૃત કાલેજના સહકારી અધ્યક્ષ–વાઇસપ્રિન્સિપાલની જગ્યા ખાલી પડી, અને એ જગ્યાએ ત્હેમની નીમણુક થઇ. સંસ્કૃત કાલેજમાં ત્હેમણે રોજ નવા સુધારા

કરવા શરૂ કર્યા. શિક્ષકો અને વિદ્યાર્થીઓને આવવા જવાનો સમય નક્કી કર્યો અને પરીક્ષા લેવાની નવી પદ્ધતિ દાખલ કરી તેથી એ વર્ષનું પરિણામ સારૂં આવ્યું અને કોલેજના અધ્યક્ષ ત્હેમના ઉપર ઘણા ખુશ થયા. ત્હેમના ઘડેલા કાયદા પ્રમાણે આજ પણ સંસ્કૃત કોલેજમાં શિક્ષણ અપાય છે.

આપણા દેશમાં પ્રાયઃ ઘણા લોકો પોતાની અને પોતાના દેશની મર્યાદાનો નાશ કરીને ઉપરીઓની મહેરબાની મેળવે છે. ભણ્યા ગણ્યા લોકોમાંથી પણ આ દોષને અપવાદ રૂપ ઘણા થોડા મળી આવે છે. પણ વિદ્યાસાગર મહાશય, સાહેબ અમલદારોને હાથે શિરપાવ મેળવવા માટે કોઇ દિવસ માથું નમાવતા નહીં. અંગ્રેજોના પ્રસાદથી ફુલીને ફુલણજી બનનારા અને સાહેબોની કૃપા ઉપર જીવનારા આપણા કેટલાક દેશીઓ માફક એ આત્મસન્માનના ભોગે માન અકરામ કે પ્રતિષ્ઠાની જરાપણ પરવા કરતા નહીં. એક ઉદાહરણથી સ્પષ્ટ જણાઇ આવશે, કે એમને આત્મસન્માનનું કેટલું બધું ભાન હતું. એક દિવસ કોઇ ખાસ કામને માટે વિદ્યાસાગર હિન્દુ કૉલેજના પ્રિન્સિપાલ કાર સાહેબ પાસે ગયા હતા. કારસાહેબ જરા તુમાખી મિજાજના હતા અને દેશી આદમીઓ માટે એમને જરા સુગ હતી, તેથી વિદ્યાસાગરના આવવાની કાંઇપણ પરવા ન રાખતાં, ટેબલ ઉપર બૂટ સહિત લાંબા પગ રાખીને, ખુરસીમાં અઢેલીને અડધા સુતા હોય એમ બેસી રહ્યા. વિદ્યાસાગરને સાહેબના આ આચરણથી ઘણું અપમાન લાગ્યું, પણ એ વખતે તો ગમ ખાઇને પોતાનું કામ પતાવી લઇને ઘેર ચાલતા થયા. એક દિવસ એવો પ્રસંગ આવ્યો, કે મિસ્તર કારસાહેબને કોઇ કામ પ્રસંગે વિદ્યાસાગરને ઘેર જવું પડ્યું. આ વખતે વિદ્યાસાગર પણ એવીજ રીતે પોતાનું નિત્યનું ન્હાનું પંચીઉં પહેરીને પોતાની ચંપલોથી પરિશોભિત અડધા ઉઘાડા ચરણ કમળ, ટેબલ ઉપર ફેલાવીને, ખુરસી ઉપર અડધા આડા થઇને પડ્યા રહ્યા. ઓરડામાં પેઠા પછી કારસાહેબ વિદ્યાસાગરનું આ આચરણ જોઇને ઘણાજ ગુસ્સે થયા. ત્યહાં સાહેબને

બેસવા માટે બીજી ખુરસી પણ નહોતી, તેથી સાહેબ બહુ જલ્દીથી કામ આટોપી લઇને ઘેર જતા રહ્યા, અને પછીથી સંસ્કૃત કૉલેજના અધ્યક્ષ મિસ્ટર મયેટ સાહેબને પત્ર લખીને વિદ્યાસાગરની વર્તણુક સંબંધી ફરિયાદ કરી. મયેટસાહેબે વિદ્યાસાગર પાસે ખુલાસો માંગ્યો; ત્હેનો જવાબ ઘણો આનંદજનક છે. ત્હેમણે લખ્યું કે, "હું એક દિવસ કારસાહેબને મળવા ગયો હતો ત્યહાંથીજ આગતાસ્વાગતા કરવાની આ રીત શિખી આવ્યો હતો. હું સ્હમજ્યો કે ભારતવાસીઓ અસભ્ય છે. સુધરેલા દેશોમાં કદાચ સત્કાર કરવાની આવીજ રીત હશે. તેથી પ્રસંગ આવ્યે મ્હેં પણ એ શિક્ષણનો ઉપયોગ કરવામાં કાંઈ કંજુસાઇ કરી નથી. એમાં જો મ્હારો કાંઇ અપરાધ થયો હોય તો ત્હેના જવાબદાર કારસાહેબ પોતેજ છે." અધ્યક્ષ મયેટસાહેબ ત્હેમનો આ યુક્તિપૂર્ણ જવાબ વાંચીને ઘણા પ્રસન્ન થયા અને કારસાહેબને હુકમ આપ્યો કે ત્હમારે જાતે મળીને વિદ્યાસાગરની માફી માંગવી, કારસાહેબે આ પ્રમાણે કરીને વિદ્યાસાગરને મનાવી દીધા.

હમે વિદ્યાસાગરના આ આચરણના પૂર્ણ પક્ષપાતી નથી. એમાં વિદ્યાસાગરનાં આત્મ સન્માન અને તેજસ્વિતાના ગુણો સ્પષ્ટ જણાઈ આવે છે, અને ત્હેને હમે વખાણીએ છીએ. પણ સાથે એટલું પણ કહીએ છીએ, **शठं प्रति शाठ्यं कुर्यात्** ની નીતિ આદર્યા વગર મીઠા શબ્દોથી સાહેબને ઉપદેશ આપીને અથવા રીતસર ઉપરી અમલદાર પાસે પોતાનો વાંધો રજૂ કરીને કારસાહેબને ઠપકો અપાવ્યો હોતતો ત્હેમનું માહાત્મ્ય વિશેષ ઝળકી ઉઠત. પણ વિદ્યાસાગર અનેક ગુણોના સાગર હોવા છતાં પણ આખરે માનવજ હતા. અને માનવને હાથે ભુલ થવાનો સદા સંભવ છે.

ત્યહાર પછી કેટલે વખતે કૉલેજની કાર્ય પદ્ધતિ સંબંધમાં એમને કૉલેજના સેક્રેટરી બાબુ રસમયદત્ત સાથે અણબનાવ થયો, તેથી એમણે નોકરી છોડી દીધી. નોકરીતો છોડી પણ ખર્ચ ચાલુજ રહ્યું. એમની તરફથી જે અનાથ બાળકોને ભોજન અપાતું હતું તે

બરોબર મળતુંજ રહ્યું કલકત્તાના ઘરનું ખર્ચ ન્હાના ભાઇના પગારમાંથી ચાલવા લાગ્યું; અને દરમહિને રૂ. ૫૦ ઉધાર લઇને પિતાને મોકલવા લાગ્યા. જો કે દ્રવ્યના અભાવને લીધે એમને કોઇ વખત અડચણ પણ વેઠવી પડતી હતી. તોપણ ચિન્તાએ ત્હેમને કોઇ દિવસ વ્યથિત નહોતા કર્યા. દુઃખીઓનું દુઃખ દૂર કરવાને એ સદા કમર બાંધીને તૈયાર રહેતા. મયેટ સાહેબના કહેવાથી એ અરસામાં, એમણે એક અંગ્રેજને ૭ મહિના સૂધી બંગાળી અને હિન્દી ભણાવ્યું હતું. ભણી રહ્યા પછી સાહેબે દરમહિને રૂ. ૫૦) ના હિસાબે છ મહિનાના ૩૦૦ રૂપિયા આપવા માંડયા, ત્હારે પણ આવી તંગીમાં આવી પડેલા આપણા નિર્લોભી મહાત્મા વિદ્યાસાગરે એ દ્રવ્ય લેવાની સાફ ના કહી અને કહ્યું કે 'વાહ સાહેબ, મ્હારા મિત્ર મીસ્ટર મયેટના કહેવાથી મ્હેં આપને થોડા દિવસ ભણાવ્યું ત્હેમાં પગાર શેનો ?' આ ઉપરથી જણાઇ આવે છે, કે એમની આંખમાં કેટલી શરમ હતી.

એ નોકરી છોડયા પછી ઇ. સ. ૧૮૪૯ સૂધી એમણે બીજું કાંઇ પણ કામ ન કર્યું. ત્હેમણે પોતાના એક *મિત્રને રૂ. ૯૦ ના પગારે હેડ રાઇટર અને રજીસ્ટ્રારની જગ્યાએ રખાવ્યા હતા તે મિત્રે હમણાં નોકરી છોડીને ડાકટરનો ધંધો કરવા માંડયો હતો, તેથી એ ખાલી પડેલી જગ્યા માર્શલ સાહેબના બહુ આગ્રહથી એમને સ્વીકારવી પડી. ત્હાર પછી થોડા સમયમાં સંસ્કૃત કૉલેજમાં સાહિત્યના અધ્યાપકની જગ્યા ખાલી પડી અને એ ત્હાં નીમાયા. થોડા દિવસ પછી જ્હારે કૉલેજના સેક્રેટરીની જગ્યા ખાલી પડી ત્હારે એ જગ્યા કહાડી નાંખીને પ્રિન્સિપાલની નવી જગ્યા રાખવામાં આવી. એ પદ

---

* આ મિત્ર તે આજકાલ જગવિખ્યાત પ્રસિદ્ધ વક્તા અને સ્વદેશ ભક્ત બાબુ સુરેન્દ્રનાથ બેનરજીના પિતા બાબુ દુર્ગાચરણ. નોકરી કરતે કરતે એ ડાક્ટરનો ધંધો શિખ્યા હતા. ત્હેમણે એ ધંધામાં ઘણીજ ખ્યાતિ મેળવી હતી. ત્હેમનું જીવન ઘણી અલૌકિક ઘટનાઓથી પરિપૂર્ણ હતું. વિદ્યાસાગર સાથે એમને જીવનભર દોસ્તી હતી.

ઉપર ઈ.સ. ૧૮૫૧માં રૂ. ૧૫૦ ના મહિને વિદ્યાસાગરની નીમણુક થઇ.

આ પદ ઉપર નીમાતાંજ એમણે પોતાની સઘળી વિદ્યા અને બુદ્ધિ કૉલેજની ઉન્નતિ કરવામાં કામે લગાડયાં. કૉલેજના પુસ્તકાલયમાં ઘણાં પ્રાચીન હસ્ત લિખિત પુસ્તકો પડયાં પડ્યાં ઉધાઈ ખાતાં હતાં. વિદ્યાસાગરે એ પુસ્તકો છપાવી દીધાં. એ સમયે સંસ્કૃત કૉલેજમાં કોઈ વિદ્યાર્થીને ફી આપવી પડતી નહોતી. એજ્યુકેશનલ કાઉન્સિલ–શિક્ષણ સમિતિને સૂચના કરીને એમણે એવો કાયદો ઘડાવ્યો કે સમર્થ વિદ્યાર્થીઓએ ફી આપવી પડશે. આને માટે ઘણાઓએ કટાક્ષ પણ કર્યા. અને દેખીતી રીત્યે એ ટીકા વ્યાજબી પણ હતી. પણ વિદ્યાસાગરના ગાઢ સંબંધમાં આવનાર, ત્હેમના ઉદ્દેશો વધારે સારી રીત્યે જાણનાર ત્હેમના ચરિત્ર લેખકો કહે છે, કે એ બુદ્ધિમાન દૂર અંદેશી મહાત્મા જાણતા કે બેન્ટિક, મેટકાફ, ડેવિડ હેર અને બેથ્યૂન જેવા પરોપકારી અંગ્રેજો હવે ભારતવર્ષમાં નહીં આવે. એ વખતે જો બિલકુલ ફી નહીં હોયતો અમલદારો હાલના કરતાં બમણી ફી નાંખશે. માટે પહેલેથીજ થોડી ફી દાખલ કરીને એમણે એ ભવિષ્યની વિપત્તિનો ભાર ઓછો કર્યો. ગરીબ છોકરાઓતો આજ પણ સંસ્કૃત કૉલેજમાં વગર ફીએ શિક્ષણ મેળવે છે.

વાંચકોને ઉપર જણાવવામાં આવ્યું છે, કે વિદ્યાસાગર સંસ્કૃત શિક્ષણની ઉન્નતિનો હમેશાં વિચાર કર્યા કરતા હતા. ત્હેમને લાગ્યું, કે વ્યાકરણ ભણ્યા વગર સંસ્કૃત કાવ્યમાં મજાહ પડતી નથી. ઘણા લોકો સંસ્કૃત કાવ્ય ભણવાની ઈચ્છા હોવા છતા પણ વ્યાકરણની એ બયાનક મૂર્તિ જોઇને ડરી જાયછે. અને કાવ્યનો રસ ચાખતા નથી. એટલા માટે એ લોકોની સુગમતા સારૂ એમણે બંગાળી ભાષામાં સંસ્કૃત વ્યાકરણની ઉપક્રમણિકા લખી. આ પુસ્તક કેટલાક પ્રાન્તોની નિશાળોમાં શિખવાય છે, આ ઉપરાંત પંચતંત્ર રામાયણ, હિતોપદેશ મહાભારત વગેરે સ્હેલા સંસ્કૃત ગ્રન્થોમાંથી સંગ્રહ કરીને ત્હેમણે "ઋજુ–પાઠ" નામની ત્રણ ચોપડીઓ રચી, એ પુસ્તકો આજ સુધી બંગાળા

તથા અન્ય પ્રાન્તોમાં શિખવાય છે. આતો હેમની સાહિત્ય ચર્ચાનો આભાસ માત્ર છે. એ વિષેનું વિશેષ વૃત્તાંત આગળ ઉપર આવશે.

જે સમયે હેમનો યશ ચારે દિશામાં ધીમે ધીમે પ્રસરી રહ્યો હતો. તે સમયમાં 'એજ્યુકેશનલ કમિટી' ના પ્રમુખ બંગ–લલનાઓના સાચા શુભેચ્છક, મિસ્ટર ડ્રિન્કવૉટર બેથ્યુન સાહેબ સાથે એમને મુલાકાત થઇ. એમના મિલનસાર સ્વભાવે સાહેબને પોતાના એક હિતૈષી મિત્ર બનાવ્યા. કેવળ બેથ્યુન સાહેબજ નહીં, પણ ગવર્નર જનરલ લૉર્ડ હારડિંજ, ડેલહાઊસી કેનિંગ વગેરે ઊંચા દરજ્જાના અમલદારો પણ હેમની તરફ ખાસ માનની નજરે જોતા હતા, તથા કેળવણીના વિષયમાં હેમની સલાહને સર્વોપરી ગણતા હતા. વિદ્યાસાગરનો સ્વભાવ એવો સરળ અને મળતાવડો હતો, તથા એમની મુખ મુદ્રા એવી મનોહર તથા ચિત્તાકર્ષક હતી, કે હેમને એકવાર મળનાર પણ હેમની પ્રશંસા કર્યા વગર રહેજ નહીં. પણ એમના સ્વભાવનું મહત્ત્વ એ વાતમાં છે, કે જે સમયે ગવર્નરો અને રાજા મહારાજાઓ, હેમના ચરણ કમળથી પોતાના નિવાસને પાવન થયેલું સ્હમજતા હતા. તે સમયે પણ એમના ચિત્તમાં અભિમાનનો લેશ પણ અંશ નહોતો આવ્યો. હેમનો ખરો સ્નેહ દીન અનાથો, અને નિરાધાર વિધવાઓ ઉપર હતો. જ્યહારે કોઇ દરિદ્ર કુટુમ્બના કષ્ટની વાત હેમને કાને પડતી ત્યહારે તરતજ પોતે એને ઘેર જઇ પંહોચતા અને તનમનધનથી એ બિચારાનું દુઃખ દૂર કરવા યત્ન કરતા. કલકત્તામાં જ્યહારે ઘણું કામ કરીને થાકી જતા ત્યહારે સાવતાલ પરગણામાં ખર્મટાંડ નામના સ્ટેશને જઇને વિશ્રામ કરતા. અને ત્યહાંના ગરીબોનું દુઃખ મોચન કરવામાં સદા તત્પર રહેતા. એમણે હોમિયોપથિક વૈદકનો પણ થોડો ઘણો અભ્યાસ કર્યો હતો, અને જ્યહારે કોઈ દરિદ્ર રોગીને ઘેર જતા ત્યહારે એ દવાની પેટી સાથે રાખતા. એક વખત એવું બન્યું કે ખર્મટાંડ ગામમાં એક દિવસ સ્હવારે એક ઢેડાએ આવી એમને કહ્યું કે 'મહારાજ, મ્હારી બૈરાને કોલેરા થયોછે. આપજો કાંઇ ઈલાજ નહીં કરોતો

મુજબ ગરીબનું સત્યાનાશ વળી જશે. પરોપકારી વિદ્યાસાગર તરતજ નોકર પાસે દવાની પેટી અને બેસવાનો મુડો ઉપડાવીને એ ઢેડાને ઘેર ગયા, અને આખો દિવસ ભુખ્યા રહીને હેની સ્ત્રીનો ઇલાજ કર્યો. આખરે સંધ્યાકાળે રોગીને જ્યહારે વળતી દશા થઇ ત્યહારે પોતે ઘેર આવીને સ્નાન કરીને ભોજન કર્યું. વાંચકો ? કહો હમારામાંથી એવા કેટલાક માણસો નીકળી આવશે, કે જે ઢેડા જેવી નીચી ગણાતી જાતિને ઘેર જઇને મળમુત્રની દુર્ગન્ધ વગેરે બધી જાતનું દુઃખ સહન કરીને રોગીની સેવા કરે ? ! ગવર્નર સાહેબની સભામાં બેઠક મેળવવાને માટેતો ઘણા ઉમેદવારો મળી આવશે, પણ માન અપમાન, ઊંચનીચ, સુખ દુઃખ વગેરેનો કાંઈ પણ વિચાર ન કરતાં સર્વદા ગરીબો, દુઃખીઓનું દુઃખ નિવારણ કરવામાં તત્પર રહે એવા કેટલા થોડા નીકળી આવશે ? અઢળક ધન પ્રાપ્ત કરવાથી કે સરકારને ગમે તે પ્રકારે ખુશ કરી ખિતાબો મેળવ્યાથી ખરૂં સન્માન નથી મળતું. ખરૂં સન્માન, આંતરડીની દુઆ તો એવા પરોપકારી કાર્યોથીજ મળે છે. ભારતવર્ષમાં નામના દેશ હિતૈષીઓ તો ઘણા છે. પણ ભારતની દીન પ્રજાનું યથાર્થ હિત હૈડે ધરનાર કેટલા ગણ્યા ગાંઠયા છે ? ! જો ખરેખરા દેશહિતૈષી હોવાનો દાવો કરતા હોતો આ પરોપકારી મહાત્મા વિદ્યાસાગરનું અનુકરણ કરો.

દરિદ્રોને એ સર્વદા સર્વ પ્રકારે સાહાયતા આપતા હોવાથી બંગાળી લોકો એમને 'વિદ્યાસાગર' ને બદલે '**દયાસાગર**' કહેવા લાગ્યા હતા.

વિદ્યાસાગર પ્રિન્સિપાલ નીમાયા એટલે સરકારે એમની પાસેથી રિપોર્ટ માંગ્યો કે કૉલેજની પૂર્ણ ઉન્નતિને માટે સરકારે શાં પગલાં લેવાં જોઇએ. હેમણે પોતાની બધી વિદ્યા તથા બુદ્ધિનો ઉપયોગ કરીને એક રિપોર્ટ કેળવણી ખાતા ઉપર મોકલ્યો. એ ખાતાના અધ્યક્ષ એ રિપોર્ટ વાંચીને એટલા બધા ખુશ થયા કે હેમણે વિદ્યાસાગરનો પગાર દોઢસોથી વધારીને એકદમ ત્રણસેં રૂપિયા કર્યો, અને હેમના રિપોર્ટને અનુસરીને ઘણી નોર્મલ સ્કૂલો સ્થાપી, તથા ઈ. સ. ૧૮૫૫ થી મ-

હિને રૂ. ૨૦૦) રૂપિયા બસેંનો વધારાનો પગાર કરીને હેમને નદીઆ, હુગલી, વર્ધમાન અને મેદિનીપુર જીલ્લાઓના ઇન્સ્પેકટર ઑફ્ સ્કૂલ્સ નીમ્યા. એટલે હવે વિદ્યાસાગરને દર મહિને રૂ. ૫૦૦ નો પગાર મળવા માંડયો. એ વખતે સંસ્કૃત કૉલેજમાં અંગ્રેજી ભણવું ફરજીઆત નહોતું. પણ એમણે પ્રિન્સિપાલ થયા પછી નિયમ કર્યો, કે પ્રત્યેક વિદ્યાર્થીએ બીજા વિષયોની પેઠે અંગ્રેજી ઉપર પણ લક્ષ આપવું પડશે. સરકારે પણ હેમના એ કામને ટેકો આપ્યો. આજ વખતે સરકારે એજયુકેશનલ કાઉન્સિલ તોડી નાંખીને હેની જગ્યાએ ડાઇરેકટર ઑફ્ પબ્લિક ઇન્સ્ટ્રકશનની નવી જગ્યા કહાડી, અને એ જગ્યાએ ડબલ્યૂ ગોરડન યંગ નામના એક જવાન સિવિલિયનને નીમ્યા. ઈશ્વરચન્દ્રે હૅલિડે સાહેબને સમજાવ્યું કે આપે આ જવાબદારીની જગ્યાએ કોઇ અનુભવી ગૃહસ્થને નીમ્યો હોતતો સારૂં થાત. એના જવાબમાં લે. ગવર્નર સાહેબે કહ્યું, કે કામતો બધું હુંજ કરીશ. યંગસાહેબ તો માત્ર નામનાજ છે. ત્હમે ઑફિસમાં જઇને એમને જરા કામકાજ શિખવી આવજો. એ હુકમ પ્રમાણે વિદ્યાસાગર, ડાઇરેકટર યંગસાહેબને કામ શિખવી આવતા હતા.

ઈ. સ. ૧૮૫૪ માં વિલાયતના પ્રધાન મંડળે ભારતવાસીઓની કેળવણી માટે કેટલાક લાખ રૂપિયા ખર્ચવાની મંજુરી આપી અને લૉર્ડ મેટૅાલે તથા લૉર્ડ વિલિયમ બેન્ટિકે ઇ. સ. ૧૮૩૫ માં સૂચવેલી પદ્ધતિ અનુસાર કેળવણી આપવાનો ઠરાવ થયો. આ હુકમ મૂજબ વિદ્યાસાગરે બંગાળામાં અનેક નિશાળો સ્થાપી. ડાઇરેકટર યંગસાહેબ હેની વિરૂદ્ધ હતા. બીજા બે અંગ્રેજ ઇન્સ્પેકટરોની સલાહ પ્રમાણે હેમણે વિદ્યાસાગરને નવી નીશાળો સ્થાપવાની મના કરી, પરન્તુ વિદ્યાસાગરે હેમની વાત ન માનતાં લૉર્ડ હાલિડે સાહેબને એ વાતની ખબર આપી, લેફ્ટનન્ટ ગવર્નરે એ સંબંધમાં પ્રધાન મંડળની સંમતિ માંગી અને એ લોકોએ વિદ્યાસાગરનીજ સલાહ પસંદ કરી. આથી એ બમણા ઉત્સાહથી નિશાળો સ્થાપવા લાગ્યા. ડાઇરેકટર સાહેબ દરેક વાતમાં

ત્હેમનો વિરોધ કરવા લાગ્યા. પરન્તુ ઈશ્વરચન્દ્ર એવી યુક્તિથી કામ ચલાવતા હતા, કે સાહેબ બહાદુરનું કાંઇ ફાવતું નહીં. લે. ગવર્નર હ્યાલિડે સાહેબના કહેવાથી વિદ્યાસાગરે બંગાળાના ચારે જીલ્લામાં જે કન્યાશાળાઓ સ્થાપી હતી ત્હેનું બિલ ડાઇરેક્ટર સાહેબે નામંજૂર કર્યું અને સાથે સાથે એ પણ લખ્યું, કે કન્યાશાળાઓમાં પૈસા ખરચવા એ વર્તમાન શિક્ષણ નીતિની વિરૂદ્ધ છે. આથી વિદ્યાસાગરને ઘણું માઠું લાગ્યું અને એમની અને ડાઇરેક્ટર સાહેબની વચ્ચેનો કલહ દૃઢ થયો.

સર ચાર્લ્સ વૂડની સૂચના મૂજબ ઈ. સ. ૧૮૫૩ માં વિશ્વ-વિદ્યાલય–યુનિવર્સિટીની સ્થાપનાની હીલચાલ થઇ, અને ઈ. સ. ૧૮૫૭ માં કલકત્તા યુનિવર્સિટીનો પાયો નંખાયો. આ યુનિવર્સિટીના પ્રથમ સભાસદોમાં વિદ્યાસાગર પણ એક હતા. પ્રથમ વર્ષના કોન્વોકેશન અધિવેશન–માં એમને ગવર્નર જનરલની પડખે બેઠક મળી હતી. અને હરેક વાતમાં ત્હેમની સલાહ લેવામાં આવી હતી. એજ વર્ષની ૨૮ મી નવેમ્બરે પરીક્ષક મંડળ નિમાયું. ત્હેમાં સંસ્કૃત, બંગાળી અને હિન્દીના સવાલ પત્રો કહાડવાનું કામ એમને સોંપવામાં આવ્યું હતું. ઇ. સ. ૧૮૫૬ માં એમ. એ. ની પરીક્ષામાં સંસ્કૃતના પરીક્ષક એ નિમાયા હતા. યુનિવર્સિટીની સ્થાપના પછી ત્હેના કેટલાએ અધિવેશનોમાં સંસ્કૃત કૉલેજ કહાડી નાંખવાની સૂચના થઇ. ઘણા અંગ્રેજ અને બંગાળી સભાસદોએ એ સૂચનાને ટેકો આપ્યો, પણ એકલા વિદ્યાસાગરની દલિલોએ વિરોધીઓના મ્હોં બંધ કરી દીધાં અને સંસ્કૃત કૉલેજ કાયમ રહી.

બંગાળાના લેફ્ટેનન્ટ ગવર્નર હ્યાલિડે સાહેબ સાથે એમને ઘણી દોસ્તી હોવાથી, કામકાજ સંબંધી વાતચીત કરવાને માટે એ ઘણી વખત તે ગવર્નર સાહેબને બંગલે જતા હતા. અઠવાડીઆમાં એક બે વખતતો જરૂર જવું આવવું થતું. વિદ્યાસાગરની રહેણી કરણી ઘણી સાદી હતી. એક ધોતીઉં, ખેસ, અને સપાટો એજ એમનો પોશાક હતો. અને એજ પોશાકમાં એ ગવર્નર સાહેબને ઘેર પણ જતા. એક દિવસ ગવર્નર સાહેબ ત્હેમને 'ચોગા ચપકન' (એક જાતનું નાનું અંગરખું

તથા ઝભ્ભો ) પહેરીને આવવાનો ખાસ આગ્રહ કર્યો. એ પ્રમાણે એ પોશાક પહેરીને એ ત્રણ દિવસ સૂધીતો એ ગયા, પણ ચોથે દિવસે એમણે સાફ કહી દીધું કે 'બસ સાહેબ આજ મ્હારી આપની સાથે છેલ્લી મુલાકાત છે. હાલિડે સાહેબે આશ્ચર્ય પામીને પુછ્યું ' કેમ પં-ડિતજી, શું થયું ?' એમણે હસીને જવાબ દીધો ' સાહેબ, મ્હારાથી કેદીની માફક વેશ સજીને આપની પાસે નહીં અવાય. એવો પોશાક મ્હને બહુ ભારે લાગે છે.' લે. ગવર્નર સાહેબે ત્હેમની સરળતા જોઇને કહ્યું કે, 'કાંઇ હરકત નથી આ કપડાં પહેરવામાં ત્હમને કાંઇ અગવડ પડતી હોયતો ત્હમે મરજીમાં આવે તે કપડાં પહેરીને મ્હને મળવા આવજો, વાંચકો ! ખરૂં સન્માન કેવળ સદ્ગુણોથી મળે છે, કપડાં લત્તાના ઠાઠથી નહીં

વિદ્યાસાગર અને ત્હેમના અંગ્રેજ ડાઇરેકટર વચ્ચે ગેર સમજુતી વધતી જતી હોવાથી, બન્નેમાં સંપ કરાવવાને હાલિડે સાહેબ હમેશાં તજવીજ કરતા હતા. પણ યંગ સાહેબ ઘણા તુમાખી સ્વભાવના મનુષ્ય હતા, એટલે બન્નેનો મેળ ન મળ્યો. એક વખતે વિદ્યાસાગરે નિશાળોની પરીક્ષા લીધા પછી તે સંબંધી રિપોર્ટ લખીને ડાઇરેકટર સાહેબને બતાવ્યો. ત્હેમણે એ રિપોર્ટ વાંચીને કહ્યું કે ' આ રિપોર્ટને બહુ સારી રીતે શણગારીદો, કે જેથી અમલદાર વર્ગ એ વાંચીને એમ સ્હમજે કે કેળવણી ખાતાનું કામ ઘણું સારૂં ચાલે છે' આવી સૂચનાને અપમાનરૂપ ગણીને ઊંચા વિચારના વિદ્યાસાગરે જવાબ આપ્યો કે મ્હેં જે બીના એક વખત લખી છે ત્હેમાં હવે કાંઇ ફેરફાર થાય એમ નથી ' ડાઇરેકટર સાહેબ એમ કરવા આગ્રહ કરવા લાગ્યા, પણ વિદ્યાસાગર નાનેનાજ કહેતા ગયા. આખરે વાત બહુ વધી પડવાની અણી ઉપર આવી પડી ત્હારે એ ત્ય્હાંથી ઉઠી ગયા અને ઘેર આ-વીને નોકરી છોડવાનો વિચાર જણાવીને ડાઇરેકટર સાહેબ ઉપર એક પત્ર લખ્યો, અને એ પત્રની નકલ લેફ્ટેનન્ટ ગર્વનર હાલિડે સાહેબ ઉપર મોકલી આપી. હાલિડે સાહેબે વિદ્યાસાગરને બોલાવીને એ સંક-

રી છોડી દેવાને ઘણુંએ સમજાવ્યા. પણ એ દૃઢ ચિત્તના મહાત્માએ સાફ ના કહીને કહ્યું કે 'જે નોકરી એક વખત છોડી દીધી તે ફરીથી ગ્રહણ નહી કરૂં. આજ મ્હારી છેલ્લી નોકરી થઇ. હવે બાકીના જીવનનો સઘળો વખત દેશના સ્ત્રી પુરૂષના જ્ઞાનની ઉન્નતિ અને વિદ્યાના પ્રચારમાં ગાળીશ, અને એ વ્રતનું જીવનના અન્તિમ દિવસે, મ્હારી ચિતાની ભસ્મમાં ઉદ્યાપન થશે.'

કેવો ઉચ્ચ અભિલાષ! કેવું પવિત્ર વ્રત!! કોણ કહી શકશે કે વિદ્યાસાગરે આ વ્રત જીવન પર્યન્ત નીભાવ્યું નથી? કોણ કહેશે, કે આ રાજસૂયયજ્ઞમાં એ વિજયી પાંડવોની માફક, ભગવાનની શુભ દૃષ્ટિ પ્રાપ્ત કરીને કૃતાર્થ નથી થયા.?

ઇ. સ ૧૮૫૮ ના નવેમ્બર માસમાં ત્હેમણે રાજીનામું આપ્યું. જો કે સરકારી નોકરી છોડી દેવાથી ત્હેમના જેવા ખરચાળ ગૃહસ્થને ઘણું દુઃખ ખમવું પડ્યું, તોપણ એમણે ફરીથી નોકરાતો નજ કરી. ત્હેમના કેટલાક અંગ્રેજ મિત્રોએ પાછીથી પણ નોકરી સ્વીકારવાનો ઘણોએ આગ્રહ કર્યો, પણ એમણે પોતાનો ટેક કદી ન છોડયો.

વ્યાવહારિક દૃષ્ટિથી જોતાં, વિદ્યાસાગરનું આ આચરણ ઘણાને ડહાપણ ભરેલું નહીં જણાય. કારણ કે ઉપરી અમલદાર સાથે જરા જરા મત ભેદ થતામાં હાથ નીચેના અમલદારો એમ નોકરી છોડવા તત્પર થઇ જાયતો એથી રાજ્ય પ્રબંધમાં ખલેલ પહોચે. પણ વિદ્યાસાગર જેવા સત્યવ્રત લોકો એવા વ્યવહાર કુશળ લોકો કરતાં જુદી શ્રેણીના હોય છે. વિધાતાએ એમને કાંઇક નવિનતા ઉત્પન્ન કરવાજ મોકલ્યા હતા તાબેદાર રહીને, હાજી હા કરીને નોકરી કરવાનો ગુણ વિધાતાએ ત્હેમને આપ્યોજ નહોતો. એવા તાબેદાર અમલદારો હિન્દુસ્થાનમાં અનેક છે. વિદ્યાસાગરને પણ એવાજ બનાવી ત્હેમની સંખ્યા વધારવી એ વિધાતાને અસંગત અને અનાવશ્યક લાગ્યું હતું.

નોકરી છોડયા પછી વિદ્યાસાગરે દેશ સેવા કેવી રીતે કરી ત્હેનો કાંઇક આભાસ હવે વાંચકોને કરાવીશું.

## પ્રકરણ ૫ મું.

## વિદ્યાસાગરની સાહિત્ય સેવા.

હાલનું બંગાળી સાહિત્ય વિદ્યાસાગરને ઘણુંજ આભારી છે. બંગાળી ભાષાના પિતા એ નહોતા, પણ બંગાળી ભાષાના પ્રથમ શિલ્પી એ હતા, એમ બંગાળાના વિદ્વાન સાક્ષરોનું માનવું છે. બંગાળી ગદ્ય સાહિત્યની રચના એમના સમય પહેલાં થઇ ચુકી હતી પણ એમાં કળા નૈપુણ્ય લાવનાર પ્રથમ સાક્ષર વિદ્યાસાગરજ હતા. એમણે બંગાળી સાહિત્ય સૃષ્ટિમાં પ્રવેશ કર્યો તે સમયે એ સાહિત્ય તદ્દન અપૂર્ણ હતું. બાળકોને ભણાવવા જેવાં પુસ્તકો હતાં નહીં. અને સાહિત્યના બીજા ગ્રન્થો પણ એવા હતા, કે ત્હેમને બંગાળી નહીં પણ સંસ્કૃત ગ્રન્થો કહેવા વ્યાજબી ગણાય.

બંગાળી ગદ્યમાં એમની પ્રથમ રચના "વાસુદેવ ચરિત" છે. શ્રીમદ્ ભાગવતના આધારે લખાયલું આ સુન્દર પુસ્તક હતું. પણ એમાં શ્રી કૃષ્ણનું પૂર્ણ પ્રભુત્વ પ્રતિપાદિત કરેલું હોવાથી, કૉલેજ કમિટીએ, સિવિલિયનોના અભ્યાસને માટે એ પુસ્તક પસંદ ન કર્યું અને તેથી એ અપૂર્ણ અને અપ્રકાશિતજ રહ્યું.

ત્યહાર પછી ઇ. સ. ૧૮૪૭ માં એમણે સંસ્કૃત વૈતાલપચીશીનો બંગાળીમાં તરજુમો કર્યો. એ તરજુમો ઘણોજ સારો થયો અને ભાષાને માટે તો એ વિદ્યાસાગરની સર્વોત્કૃષ્ટ રચના છે. મ્હોટા મ્હોટા પંડિતોએ એ પુસ્તકનાં વખાણ કર્યા છે પણ એવા ઉત્તમ ગ્રન્થનો પ્રચાર કરવામાં પણ એમને ઘણો પરિશ્રમ કરવો પડ્યો હતો. કેળવણી ખાતામાં એ ગ્રન્થને મંજૂર કરવાને માટે એક દેશી ગૃહસ્થે વાંધો લીધેલો હોવાથી એમને શ્રીરામપુરના એક વિદ્વાન પાદરી માર્શમેન સાહેબના અનુમોદનની જરૂર પડી હતી. બંગાળી સાહિત્યના મુરબ્બી રૂપ વિદ્યા-

સાગરને હેમના પ્રથમ ગ્રન્થને માટે આ પ્રમાણે પાદરી સાહેબને ત્હાં ધક્કા ખાતા જોઇએ છીએ ત્હારે સાંભરી આવે છે, કે ઉત્તમ લેખકોને પોતાના શ્રેષ્ઠ ગ્રન્થોનો પ્રચાર કરવામાં પ્રાયઃ ઘણા દેશોમાં એવીજ વિપત્તિ નડી છે. જગ-વિખ્યાત નાટકકાર શેકસપિયરનાં અમૂલ્ય નાટકો ઘણા કાળ સૂધી આદર પામ્યા વગર પડયાં રહ્યાં હતાં; સ્કોટના વ્હેવરલીનો સત્કાર કાંઈ પ્રગટ થતાં વાર તરતજ થયો નહોતો; મિલ્ટનની જીંદગીમાં હેમના પેરેડાઇસલોસ્ટની કદર કોઇએ કરી નહોતી, જોન્સન જેવા ઉત્તમ ગ્રન્થકારની પાસે સદ્‌ગૃહસ્થને છાજે એવો પોશાક નહીં હોવાથી એ લોકોને મળવા જઇ શકતો નહિ, ગોલ્ડસ્મિથ ચિરજીવન દારિદ્રયમાં પીડા પામ્યો હતો, અને યોગ્ય કદર કરનારના અભાવે બંગાળી ભાષાના અમર કવિ શ્રીમાઈકેલ મધુસુદન દત્ત કંગાળપણામાંજ મરી ગયા હતા, તો પછી વિદ્યાસાગરને પોતાના પ્રથમ ગ્રન્થને માટે ધક્કા ખાવા પડ્યા હોય તો આશ્ચર્ય શું?

આ સ્થળે ન્યાયની ખાતર એ પણ કહેવું પડશે, કે વિદ્યાસાગરના ગ્રન્થોને નાણાંની મદદ આપનાર પહેલા ગૃહસ્થ માર્શલસાહેબ નામના એક અંગ્રેજ ગૃહસ્થ હતા. એમણે રૂ. ૩૦૦) ત્રણસેં રૂપિયાની કિંમતની નકલો ખરીદ કરીને વિદ્યાસાગરના આ પ્રથમ પ્રયાસને ઉત્તેજન આપ્યું હતું.

ઇ. સ. ૧૮૪૮ માં હેમણે માર્શમેન સાહેબના અંગ્રેજી ઇતિહાસના આધારે, બંગાળામાં અંગ્રેજોના આવ્યા પછીથી પોતાના સમય સૂધીનો ઇતિહાસ લખ્યો. એની ભાષા ઘણી સાદી અને મનોહર છે. એ ઇતિહાસ ઘણા વર્ષો સૂધી બંગાળાની નિશાળોમાં શિખવાતો હતો.

ઈ. સ. ૧૮૫૦ માં ચેમ્બર્સ બાયોગ્રાફીના ભાષાન્તર રૂપે "જીવનચરિત" નામનો ગ્રન્થ પ્રગટ કર્યો. આ પુસ્તકમાં પાશ્ચાત્ય જાતિઓના મહાન્ નરોનાં જીવનચરિત્ર આલેખાયાં છે.

ઈ. સ. ૧૮૫૧ માં "ચેમ્બર્સ રૂડિમેન્ટ ઓફ્ નોલેજ" નામના પુસ્તકનો આધાર લઇને બાળકોના અભ્યાસ માટે "શિશુશિક્ષા" તથા

"બોધોદય" નામનાં પુસ્તકો રચ્યાં. જાણવા લાયક ઘણા વિષયો સ્હેલી ભાષામાં સ્હમજાવવામાં આ પુસ્તકો ઘણાં ઉપયોગી થઈ પડ્યાં છે.

ઇ. સ. ૧૮૫૫ માં મહાકવિ કાલિદાસના પ્રસિદ્ધ નાટક "અભિજ્ઞાન શાકુન્તલ" ને આધારે ત્હેમણે "શકુન્તલા" નામનું સુંદર ઉપન્યાસ રચ્યું. ઉત્તમ શૈલીને લીધે આ પુસ્તકે વાચક માત્રને મોહક કરી લીધા, અને ચારે દિશામાં એની પ્રશંસા થવા લાગી.

આજ વર્ષમાં વિદ્યાસાગરે સુપ્રસિદ્ધ 'વિધવા વિવાહ વિષયક પુસ્તક' લખ્યું. પુસ્તકના પ્રચારથી બંગાળામાં કેવો ખળભળાટ મચ્યો તે હમે આગળ ઉપર જુદા પ્રકરણમાં કહીશું.

ત્યહાર પછીના વર્ષમાં એમણે બાળકોને માટે 'વર્ણ પરિચય' 'કથા માળા' તથા 'ચરિતાવલી' નામની ચોપડીઓ રચી.

એજ સમયમાં 'બેથ્યૂન સોસાઈટી' માં એમણે 'સંસ્કૃત ભાષા અને સંસ્કૃત સાહિત્ય' સંબંધી એક નિબંધ વાંચ્યો હતો.

બ્રાહ્મ સમાજના આગેવાન સભાસદો બાબુ અક્ષય કુમાર દત્ત, મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુર, તથા બાબુ રાજનારાયણ વસુ સાથે એ ઘણા સમયથી ગાઢ પરિચયમાં આવ્યા હતા. અને ત્હેને લીધેજ સમાજ તરફથી પ્રગટ થતી 'તત્ત્વ બોધિની પત્રિકા' માં એ ઉત્સાહ પૂર્વક લેખો લખવા લાગ્યા. ઇ. સ. ૧૮૬૦ માં એમણે મહાભારતનું બંગાળી ભાષાન્તર આરંભ્યું અને ત્હેનો ઉપોદ્ઘાત આ માસિક પત્રમાં છપાવા લાગ્યો. મહાભારતનું ભાષ્યતો એ પૂર્ણ ન કરી શક્યા, પણ ત્હેનો ઉપોદ્ઘાત જે છુટો છપાયો છે તે વાંચતાં સ્પષ્ટ જણાઈ આવે છે, કે એ આખું પુસ્તક જો સમાપ્ત થયું હોત તો બંગાળી સાહિત્યમાં એક અમૂલ્ય પુસ્તકની વૃદ્ધિ થાત.

ઇ. સ. ૧૮૬૨ માં એમણે સંસ્કૃત ગ્રન્થના આધારે 'સીતા વનવાસ' લખ્યું. એ કેવળ ભાષાન્તર નથી, પણ મૂળની છાયા લઇને એક નવો ગ્રન્થ લખ્યો છે. ભાવ અને ભાષાના વિષયમાં એ ગ્રન્થ બીજાઓને માર્ગ સૂચક બન્યો છે. 'સીતા વનવાસ' માં વિદ્યાસાગરે

બંગાળી રમણીઓ આગળ નિષ્કામ સંસાર ધર્મનો આદર્શ રજૂ કર્યો છે. કરૂણારસ ઉત્પન્ન કરાવવામાં વિદ્યાસાગરની અદ્દભુત શક્તિનું ભાન આ ગ્રન્થમાં થાય છે. એક વિદ્વાને આ ગ્રન્થને 'આંખનો જુલાબ' કહ્યો છે.

'સીતાવનવાસ; પછી 'રામનો રાજ્યાભિષેક' લખવાનો ત્હેમણે આરંભ કર્યો હતો, અને ત્હેના કેટલાક પાનાં છપાઇ પણ ગયાં હતાં. પણ એવામાં એમને ખબર મળી કે અન્ય કોઈ ગૃહસ્થે એવું પુસ્તક રચ્યુંછે અને તે પોતાના પુસ્તક કરતાં કાંઇ ખરાબ નથી. એટલે એમણે પોતાનું પુસ્તક છપાવવું માંડી વાળ્યું. સાહિત્ય સંસારમાં આવી ઉદારતા ઘણા થોડા લોકોમાં જોવામાં આવે છે.

ઇ. સ. ૧૮૫૮ માં ત્હેમણે 'આખ્યાન મંજરી' તથા ઇ. સ. ૧૮૭૦ માં સટીક 'મેઘદૂત' ની રચના કરી. એજ અરસામાં, પોતે મંદવાડને લીધે 'વર્ધમાન' રહેતા હતા, ત્ય્હારે કોમેડી ઑફ્ એરર્સ Comedy, of Errors નો અનુવાદ કરીને 'ભ્રાન્તિ વિલાસ' ગ્રન્થ પ્રસિદ્ધ કર્યો. શુદ્ધ નિર્મળ હાસ્યના ઉપભોગને માટે 'ભ્રાન્તિવિલાસ' બંગાળીઓની આદરની વસ્તુ થઇ પડી છે.

આ ઉપરાંત, કુળવાન બ્રાહ્મણોમાં ચાલતા અનેક સ્ત્રીઓ પરણવાના ચાલ વિરૂદ્ધ એમણે અનેક ન્હાના મ્હોટા પુસ્તકો લખ્યાં છે. ત્હેમનાં લખેલાં, અનુવાદ કરેલાં, તથા સંપાદન કરેલાં પુસ્તકોની સંખ્યા બાવનની છે. એમના પુસ્તકોની ભાષા ઘણી સરળ તથા મધુર છે. બંગાળી ભાષામાં વિરામ ચિહ્નો આદિનો પ્રયોગ એમણેજ પહેલાં શરૂ કર્યો હતો. એ વખતના પ્રસિદ્ધ માસિકપત્રો 'સોમ પ્રકાશ' 'બંગદર્શન' તથા 'તત્ત્વબોધિની પત્રિકા' વગેરેમાં ત્હેમના લેખો ઘણી વખત આવતા હતા. પોતાના લેખોથી એમણે એ પત્રોની ભાષા સુધારી દીધી હતી. ત્હેમની સાહિત્ય સેવાથી બંગાળી ગદ્યનું સ્વરૂપજ બદલાઇ ગયું છે.

ભારત વર્ષનો એક સર્વાંગ સુંદર ઇતિહાસ લખવાનો એમને તીવ્ર અભિલાષ હતો. એને માટે સામગ્રી એકઠી કરવામાં એમણે ઘણાં વર્ષ,

સુધી પરિશ્રમ કર્યો હતો. પરન્તુ એ વખતે એમની પાછલી વય હતી. શરીર જીર્ણ થઇ ગયું હતું. પોતાની એકઠી કરેલી સામગ્રીનો ઉપયોગ કરીને એવો ઇતિહાસ લખવા માટે પાછલી વયમાં એમણે એક વિદ્વાન ગ્રેજ્યુયેટને આગ્રહ પણ કર્યો હતો. સડસઠ વર્ષના અસ્વસ્થ વૃદ્ધ પુરૂષે ભારત વર્ષનો સંપૂર્ણ ઇતિહાસ લખવાની સામગ્રી એકઠી કરવી અને એ ઉદ્યમમાં પ્રવૃત્ત થવું એ ભારત વર્ષમાં એક વિચિત્ર વાત છે.

ટુંકામાં આ પ્રકરણ સમાપ્ત કરતાં હમે કહીશું, કે બંગાળી ભાષા વિદ્યાસાગરની એક મુખ્ય કીર્તિ છે. એ ભાષા જો કદી સાહિત્ય સંપત્તિને લીધે ઐશ્વર્યશાલી થઈ ઉઠશે, જો એ ભાષાની ગણના અક્ષય ઉચ્ચભાવની જનની તરીકે, માનવ સભ્યતાની ધાત્રી અને માતા એમાં થશે, જો એ ભાષા પૃથ્વીના શોક સંતાપમાં એક નૂતન સાંત્વનાનું સ્થળ બનશે અને સંસારની તુચ્છતા અને ક્ષુદ્ર સ્વાર્થો મુકી દેવરાવી એક મહત્ત્વના આદર્શરૂપ બનશે, તો હેની એ કીર્તિને માટે એ વિદ્યાસાગરની ઘણે અંશે આભારી ગણાશે.

આ પ્રસંગે એ પણ કહેવું જોઇએ, કે બંગાળી ભાષામાં એમના પુસ્તકોનો સત્કાર ઘણોજ સારો થયો છે. પોતાનાં પુસ્તકો તથા છાપખાના વગેરેમાંથી એમને ૩ ૩૦ હજારથી પાંચ હજાર સુધીની માસિક આવક થતી, આટલી માસિક આવક આપણા દેશમાં ઘણા થોડાજ ગ્રન્થકારોનાં નસિબમાં હશે. પણ આપણે આગળ ઉપર, આ ટુંકા જીવન ચરિત્રમાં જોઈશું, કે એમણે પોતાની આ સકમાઇના ધન ઉપર તાગડધીનાં કર્યા નથી, ગાડી ઘોડા દોડાવ્યા નથી, ઘરની વહુઓને કે છોકરીઓને કિંમતી વસ્ત્ર કે મૂલ્યવાન ઘરેણાં ગાંઠા પહેરાવ્યાં નથી. ઘણીજ સાદાઇથી પોતાનો તેમજ કુટુંબનો નિર્વાહ કરીને બધી આવક દીન નિરાધાર દેશબન્ધુઓના કલ્યાણ માટે વાપરી છે.



## પ્રકરણ ૬ ઠું.



### સ્ત્રી કેળવણી માટે વિદ્યાસાગરનો પ્રયાસ.

સ્ત્રીજાતિ તરફ વિદ્યાસાગરની વિશેષ ભક્તિ હતી. એ એમના મહાન્ પુરૂષાતનનું એક પ્રધાન લક્ષણ હતું. આપણે સાધારણ લોકો સ્ત્રીજાતિ તરફ ઇર્ષ્યાખોર હોઇએ છીએ. અબળા સ્ત્રીઓના સુખ તથા સ્વતંત્રતાની હિલચાલ આપણે માટે એક હાસ્યનો વિષય થઇ પડે છે. આપણી ક્ષુદ્રતા અને બાયલાપણાનાં બીજાં લક્ષણો ભેગું આ પણ એક છે.

પરન્તુ વિદ્યાસાગરના હૃદયમાં સ્ત્રીજાતી તરફ સ્નેહ તથા ભક્તિનાં બી બાલ્યાવસ્થામાંથીજ રોપાયાં હતાં. બાલ્યાવસ્થામાં જ્યહારે એ કલકત્તામાં જગદ્દુર્લભ બાબુના ઘરમાં, ત્હેમના આશ્રય નીચે રહેતા હતા, તે સમયે એ બાબુસાહેબની બ્હેન રાઇમણી ત્હેમના ઉપર ઘણો હેતભાવ રાખતી હતી. એ દયાળુ બાઈ સંબંધી વિદ્યાસાગર આત્મચરિતમાં જે લખે છે તે ઉતાર્યા વગર ચાલે એમ નથી. "રાઇમણીનો અદ્ભુત સ્નેહ અને કાળજી હું કદાપિ વિસરી શકીશ નહીં. ત્હેમનો એકનો એક પુત્ર ગોપાળચન્દ્ર મ્હારો સમવયી હતો. પુત્ર ઉપર જનનીનો જેટલો સ્નેહ તથા કાળજી જોઇએ, તેથી વધારે સ્નેહ અને દેખરેખ ગોપાળચન્દ્ર ઉપર રાઈમણી રાખતાં એમાં સંશય નથી, પણ મ્હારો દૃઢ વિશ્વાસ છે, કે સ્નેહ અને કાળજીના સંબંધમાં મ્હારામાં અને ગોપાળચન્દ્રમાં રાઇમણી જરાપણ ભેદભાવ રાખતાં નહીં. સારાંશ એ, કે સ્નેહ, દયા, સૌજન્ય, નિઃસ્વાર્થતા, સદ્-વિચાર, આદિ ગુણોમાં રાઈમણીની બરોબરી કરે એવી સ્ત્રી મ્હેં આજ

પર્યન્ત જોઈ નથી. એ દયામયી સૌમ્ય મૂર્તિ મ્હારા હૃદયમાં દેવીની મૂર્તિ પેઠે પ્રતિષ્ઠિત થઇને વિરાજમાન છે. પ્રસંગવશ એમની વાત નીકળતાં, ત્હેમના અપ્રતિમ ગુણોનું કીર્તન કરતાં કરતાં મ્હારાથી અશ્રુપાત કર્યા વગર રહેવતું નથી. હું સ્ત્રીજાતિનો પક્ષપાતીછું, એમ ઘણા લોકો ટીકા કરે છે. મ્હને લાગે છે, કે એમની એ ટીકા અસંગત નથી. જે માણસે રાઇમણીના સ્નેહ, દયા, સૌજન્ય આદિનો અનુભવ કર્યો છે, અને જે ત્હેમના સઘળા ગુણોનાં ફળ ભોગવી ચુકેલ છે, તે મનુષ્ય સ્ત્રીજાતિનો પક્ષપાતી નહોય, તો એના જેવો કૃતઘ્ની પામર આભૂમંડળમાં બીજો કોઇ નથી."

સ્ત્રીજાતિના સ્નેહ, દયા તથા સૌજન્યથી બેનસિબ રહેલા હતભાગી આપણામાંથી કેટલા થોડા જણ હશે? પણ ક્ષુદ્ર, પામર, હૃદયનો સ્વભાવજ એવો હોય છે, કે જેટલો ત્હેના ઉપર વગર માગ્યે ઉપકાર કરવામાં આવે છે, તેટલોજ એ વધારે કૃતઘ્ની નીવડે છે. જે કાંઇ સ્હેલાઇથી મળે છે ત્હેને એ પોતાનો હક્ક સમજે છે; પોતાની તરફથી જે આપવાનું હોય છે તે સહજમાં ભુલી જાય છે. આપણે પણ સંસારમાં ઘણી વખત રાઇમણીઓને જોઇએ છીએ, અને જ્યહારે એ સેવા કરવા આવે છે ત્યહારે ત્હેમની બધી સેવા ચાકરી અને પ્રીતિને બેપરવાઇથી સ્વીકારીને ત્હેમના ઉપર મ્હોટો ઉપકાર કરીએ છીએ. એ જ્યહારે ચરણ પૂજા કરવા આવે છે ત્યહારે આપણે આપણા પંક-કલંકિત પદયુગલ વગર સંકોચે લાંબા કરીને, અત્યંત નિર્લજ બનીને, પોતાને ખરેખરા નરદેવ સ્વરૂપ માનીને, નારી સંપ્રદાયની પૂજા ગ્રહણ કરવાના પોતાને અધિકારી માનીએ છીએ. પણ એ બધી સેવિકાઓ, પૂજારણો, અબળાઓના દુ:ખ મોચન અને સુખ સ્વાસ્થ્યની યોજનાઓ ઘડતી વખતે આપણા જેવા મર્ત્ય દેવોની કુંભકર્ણની ઊંઘ જરાપણ ઉડતી નથી. ત્હેનું કારણ એ છે, કે આપણે એમ માની લીધું છે, કે સ્ત્રીજાતિ પાસે આપણા સુખ વૈભવને માટે સેવા કરાવવી, એ આપણો હક્ક છે. તેથી એ સેવાને આપણા હૃદયમાં પ્રવેશ કરાવી, કૃતજ્ઞતા પ્રગટ કર-

વાનો, તથા યથાશક્તિ ત્હેનો બદલો વાળવાનો આપણુને વિચારજ નથી આવતો.

પણુ વિદ્યાસાગર મહાશય આપણા જેવા પામર મનુષ્યથી ઘણી ઊંચી પંક્તિના હતા. ત્હેમણે સ્ત્રીજાતિ ઉપરનો અનુરાગ પોતાનાં કાર્યો વડે સ્પષ્ટ રીત્યે બતાવી આપ્યો છે.

પ્રાથમિક કન્યા કેળવણીને માટે વિદ્યાસાગરે શો પ્રયત્ન કર્યો હતો ત્હેનું કાંઇક સૂચન આગલા પ્રકરણુમાં થઇ ચુક્યું છે. લે. ગવર્નરની સૂચના મૂજબ એમણે બંગાળાના કેટલાક જીલ્લાઓમાં ઘણા ઉત્સાહ પૂર્વક કન્યાશાળાઓ સ્થાપી હતી. પણુ એની લેખીત મંજૂરી મળે એ અગાઉ ડાઇરેક્ટર યંગસાહેબ સાથે એમને અણુબનાવ થયો. ડાઇરેક્ટર સાહેબે બિલ ના મંજૂર કર્યું. લે. ગવર્નર સાહેબે કહ્યું, કે મ્હારા ઉપર કાયદા સર ફરિયાદી કરવાથી એ રૂપિયા ત્હમને મળી શકશે. પણુ એમણે કહ્યું, કે સાહેબ આજ સૂધી કોઇના ઉપર ફરિયાદી નથી કરી તો આપના ઉપર કેવી રીત્યે કરૂં ? એ ખર્ચ હું મ્હારા ઘરમાંથીજ આપીશ.

એ ચાર જીલ્લામાં થઇને લગભગ પચાસ કન્યાશાળાઓ હતી. દરેક કન્યાશાળામાં બે પંડિત અને એક દાસી નોકર હતાં. એમના પગાર ઉપરાંત બીજું પણુ ખર્ચ હતું. કન્યાશાળામાં ફી બિલકુલ લેવાતી નહોતી. ઉલટું, ભણુવાનાં પુસ્તકો, કાગળ, પેનસિલ, સ્લેટ, પેન, વગેરે બધું નિશાળમાંથી મળતું. આટલુ બધું ખર્ચ એમણે પોતાની જવાબદારી ઉપર ઉપાડી લીધું. કરજ કરીને પણુ આ કન્યાશાળાઓ એ નીભાવતા હતા. એમના અંગ્રેજ મિત્રો પણુ આ કાર્યમાં એમને ઘણી સારી મદદ આપતા હતા. ત્હેમાં સર સેસિલ બિડનનું નામ ખાસ ઉલ્લેખ યોગ્ય છે. એ સાહેબ દર મહિને ૫૫) રૂપિયા કન્યાશાળાના ખર્ચ માટે વિદ્યાસાગર ઉપર મોકલી આપતા હતા. આ ઉપરાંત, એમણે પોતાની જન્મ ભૂમિ વીરસિંહમાં પણુ એક કન્યાશાળા સ્થાપી હતી. ત્હેનું ખર્ચ દર મહિને ઓછામાં ઓછું ત્રીસ રૂપિયાનું થતું તે પણુ પોતાના ગજવામાંથી આપતા હતા.

પ્રાથમિક કેળવણીના એ જેટલા હિમાયતી હતા તેટલાજ ઊંચી કેળવણીના પણ હતા. એ વખતના વાઇસરૉયની સભાના સભાસદ મિસ્ટર જે. ઇ. ડી. બેથ્યૂન સાહેબ ભારત લલનાઓના ઘણા હિતૈષી હતા. ભારત લલનાઓ માટેની હેમની શુભેચ્છા અને એ શુભેચ્છાઓ પૂર્ણ કરવાને માટે જોઇતી ખંતની હેમનામાં કમી નહોતી. હજારો રૂપિયાનો પગાર મળતો હતો. મ્હોટા ગવર્નરજનરલ સાહેબની વ્યવસ્થાપક સભાના સભાસદ હતા, પણ એમનો સ્વભાવ ઘણોજ સરળ હતો. ન્હાના છોકરાંની સાથે પણ એ એવી સાદાઇથી પ્રેમપૂર્વક વાતચિત કરતા કે એ બાળકોનાં મનમાં જરા પણ સંકોચ નહોતો આવતો. જાણે પોતાના કોઈ સગાસંબંધી જોડે વાત કરતાં હોય એવી રીત્યે નિષ્કપટતાથી બાળકો એમની સાથે વાતો કરતા. હેમણે બંગાળી કન્યાઓને ઊંચું શિક્ષણ આપવાની હિલચાલ ઉપાડી. પણ જ્યહાં સુધી આ દેશનોજ કોઇ પ્રતિષ્ઠિત ગૃહસ્થ એમની પીઠ ઠોકનાર ન હોય ત્યહાં સુધી એ કાર્ય બરોબર રીત્યે ઉપાડી શકાંશે નહીં એમ એમને લાગ્યું. એવા ગૃહસ્થ પણ મળી આવ્યા. બંગ કન્યાઓના કલ્યાણને નિમિત્તે બેથ્યૂન સાહેબનો અને વિદ્યાસાગરનો મેળાપ થયો. એજ અરસામાં વિદ્યાસાગર મહાશયે હુગલી ઢાકા, કૃષ્ણનગર અને હિન્દુ કૉલેજના સિનિયર ડિપાર્ટમેન્ટના વિદ્યાર્થીઓની પરીક્ષા લેતી વખતે વિદ્યાર્થીઓ પાસે 'સ્ત્રી કેળવણીની આવશ્યકતા' એ વિષય ઉપર નિબંધ લખાવ્યો હતો. અને સર્વોત્કૃષ્ટ નિબંધ લખનારને સોનાનો ચાંદ આપ્યો હતો. આ ઇનામ વિદ્યાસાગરે બેથ્યૂન સાહેબના હાથે અપાવ્યું હતું. અને બેથ્યૂન સાહેબે એ મેળાવડામાં સ્ત્રી કેળવણી સંબંધી એક જુસ્સાદાર ભાષણ આપ્યું હતું. આ પ્રમાણે સ્ત્રી કેળવણીની હિલચાલ કરતાં, અને હેને માટે અનેક સ્થળે અંગ્રેજી અને બંગાળી નિશાળો સ્થાપતાં, વિદ્યાસાગર અને બેથ્યૂન ઘાડા સમાગમમાં આવ્યા, અને એ મિત્રતા જીંદગીના છેલ્લા દિવસ સુધી વધતીજ ગઇ.

આ બન્ને મહાત્માઓએ બીજા કેટલાક ગૃહસ્થોની મદદથી લોક-

રીઓને માટે એક વિદ્યાલયની સ્થાપના કરી અને બેથ્યુન સાહેબના આગ્રહથી વિદ્યાસાગરને ત્હેનું સેક્રેટરીપણું સ્વીકારવું પડ્યું. એ બન્ને મહાત્માઓ વારંવાર નિશાળ જોવા જતા અને બેથ્યુન સાહેબ પોતાના સરળ સ્વભાવ મૂજબ બાળકીઓ જોડે રમવામાં પળોટાઇ જતા. પોતે ઘોડો બનીને છોકરીઓને પોતાની પીઠ ઉપર સવાર કરતા, તથા બાળકીઓ છોકરમતને લીધે જે તોફાન કરતી તે બધું સહન કરતા. સાહેબના આવા મળતાવડા સ્વભાવને લીધે નિશાળમાં છોકરાઓની સંખ્યા વધવા માંડી. હવે બેથ્યુન તથા વિદ્યાસાગરે મળીને નિશાળને માટે જુદું મકાન બંધાવવાની તજવીજ કરી. બેથ્યુન સાહેબે પોતે મ્હોટી રકમ કહાડી આપી અને એક સુંદર મકાન તૈયાર થઈ ગયું. પ્રારંભમાંતો કન્યાઓ પાસેથી બિલકુલ ફી લેવાતીજ નહી. પાછળથી જુજ ફી દાખલ થઇ છે. પણ શિક્ષકો વગેરેના પગારમાં થતા ખર્ચનો ઘણો હિસ્સો બેથ્યુન સાહેબ પોતેજ આપતા. બેથ્યુન કૉલેજમાં કન્યાઓને ઘેરથી લઇ જવાને માટે ગાડીઓ રાખેલી હતી, ત્હેની બન્ને બાજુએ વિદ્યાસાગરે આ શાસ્ત્ર વચન લખાવ્યું હતું:—

**कन्यापेवम् पालनीया शिक्षणीयाति यत्नतः ।**

અર્થાત્ કે 'કન્યાનું પણ યત્નપૂર્વક પાલન કરવું તથા ત્હેને શિક્ષણ આપવું.' આ શાસ્ત્રવાક્ય લખાવવાનો ઉદ્દેશ એ હતો કે, એ ગાડીઓ શહેરમાં થઇને જાય ત્હારે લોકોની આંખ તે તરફ ખેંચાય, અને તેઓ સમજે કે સ્ત્રી શિક્ષણ શાસ્ત્રોની આજ્ઞાને અનુકૂળ છે.

ઈ. સ. ૧૮૫૧ માં બેથ્યુન સાહેબ કેટલાક સદ્‌ગૃહસ્થોના આગ્રહથી ગંગાની પેલી પાર પાંચ ગાઉ દૂર આવેલા ગામમાં એક નિશાળ જોવા ગયા હતા. રસ્તામાં વરસાદને લીધે પલળી જવાથી, તથા કેટલોક રસ્તો પગે ચાલવાથી, એમની તબિયત બગડી આવી. મેળાવડામાં ત્હેમણે ઉત્સાહપૂર્વક ભાગ લીધો તો ખરો પણ એ એમનું છેવટનું કાર્ય હતું. એ દિવસથી એમને સખ્ત તાવ લાગુ પડયો અને એ તાવની વેદનામાંજ એમની જીવનલીલા સમાપ્ત થઇ. બેથ્યૂન વિયોગથી વિદ્યા-

સાગર મહાશય એક બાળકની પેઠે રોયા હતા. અને એ પરમપ્રિય મિત્રના મૃત્યુનો ઘા જીંદગી પર્યન્ત ત્હેમના હૃદયમાંથી રૂઝાયો નહોતો, એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી. બેથ્યૂન સાહેબના મૃત્યુથી એ કન્યાશાળાનો બધો ભાર વિદ્યાસાગર ઉપર આવી પડયો. બેથ્યૂન સાહેબ પોતાના વિલમાં એ સંસ્થાને માટે પુષ્કળ ધન મુકી ગયા હતા તેથી વિદ્યાસાગરે એ કન્યાશાળાનું નામ 'હિન્દુબાલિકા વિદ્યાલય' હતું, ત્હેને બદલે 'બેથ્યૂન કૉલેજ' રખાવ્યું. છેવટના વખતમાં વ્યવસ્થાપક મંડળીના સભાસદો સાથે મતભેદ પડવાથી વિદ્યાસાગરે સેક્રેટરીના પદનું રાજીનામું આપ્યું હતું. પણ એ સંસ્થા માટેની ત્હેમની સહાનુભૂતિ તથા પ્રેમ પહેલાંના જેવાંજ કાયમ રહ્યાં હતાં. વખતોવખત એ ડોળીમાં બેસીને કૉલેજમાં જતા અને છોકરીઓને અમૂલ્ય ઉપદેશ તથા સુંદર ઇનામો આપીને ત્હેમનો ઉત્સાહ વધારતા. શ્રીમતી ચન્દ્રકુમારી બસુએ જ્યહારે એ કૉલેજમાંથી કલકત્તા યુનિવર્સિટીની એમ. એ. ની પરીક્ષા પહેલ વહેલી પસાર કરી, ત્યહારે વિદ્યાસાગરના હર્ષનો પાર રહ્યો નહોતો. પાસ થયાના ખબર સાંભળતા વારજ, ઉત્સાહ વર્ધક અભિનંદન પત્ર સાથે એમણે એ સન્નારીને 'શેકસપિયર ગ્રન્થાવલીની' એક સુંદર નકલ ભેટ આપી હતી.

એજ અરસામાં, એટલે કે ઇ. સ, ૧૮૬૬ માં અબળા હિતૈષી બાઇ કુમારી કારપેન્ટર વિલાયતથી કલકત્તે આવ્યાં હતાં. ડાઇરેકટર એટકિન્સન સાહેબે વિદ્યાસાગર સાથે એમનો પરિચય કરાવ્યો. હિન્દુ અબળાનું હિત બન્નેને હૈયે એક સરખું હતું, એટલે આ મેળાપથી બન્નેને ઘણો આનંદ થયો, અને થોડાજ સમયમાં બન્નેની વચ્ચે ગાઢી મિત્રતા બંધાઇ. એક દિવસ એવું બન્યું કે, કુમારી કારપેન્ટરના કહેવાથી વિદ્યાસાગર મહાશય ત્હેમની સાથે કોઇ ગામની કન્યાશાળા જોવા જતાં હતા. આગલી ગાડીમાં વિદ્યાસાગર મહાશય બેઠા હતા, પાછલી ગાડીમાં મિસ કારપેન્ટર તથા બે અંગ્રેજ અમલદારો હતા. દૈવવશ એવું બન્યું, કે ગાડીને વાળતી વખતે વિદ્યાસાગરવાળી ગાડી ઉંધી

વળી ગઈ, અને વિદ્યાસાગર ઉથલી પડયા, તથા પડતાંની સાથેજ બેહોશ થઇ ગયા. પાછળથી મિસ કારપેન્ટરની ગાડી આવી પંહોચી વિદ્યાસાગરની આસપાસ તમાસો જોનારની ઠઠ જામી હતી પણ કોઈ કાંઈ ઉપાય કરતું નહોતું. કુમારી કારપેન્ટર એકદમ ગાડીમાંથી ઉતરી પડીને રસ્તામાં બેસીને, ત્હેમનું માથું પોતાના ખોળામાં મુકીને રૂમાલથી પવન નાંખવા લાગ્યાં. થોડીવાર પછી વિદ્યાસાગરને ભાન આવ્યું. આ પ્રસંગનું વર્ણન કરતાં વિદ્યાસાગર મહાશયે કહ્યું હતું, કે જ્હારે મ્હને ચેતના થઇ, ત્હારે મ્હને લાગ્યું, કે મ્હારી માતૃ દેવી આવીને મ્હને પોતાના ખોળામાં લઇને બેઠાંછે, અને સ્નેહ પૂર્વક પુત્રની સેવા કરી રહ્યાં છે. આ શરીરે એક વખત એ સ્વર્ગ સુખ ભોગવ્યું છે. એ દારૂણ વેદનામાં પણ મિસ કારપેન્ટરનો એ સ્નેહપૂર્ણ વાત્સલ્ય પ્રેમ પામીને મ્હે અત્યંત તૃપ્તિ અનુભવી છે.

વિદ્યાસાગર મહાશય જ્હારે આ વાત કરતા હતા ત્હારે ત્હેમના મુખ ઉપરના ભાવમાં તથા અશ્રુજળથી પૂર્ણ આંખોમાં કૃતજ્ઞતા પૂર્ણ ઊંડી ભક્તિનું ચિત્ર ખડું થતું હતું.

આ અકસ્માતથી ત્હેમને પાંસળામાં ઘણી સખ્ત ઇજા થઇ હતી. ત્હાર પછી એ હમેશાં પથારીવશ રહ્યા હતા. જોકે વચમાં કોઈ કોઇ વખત એમની પ્રકૃતિ સારી થઈ આવતી તોપણ રોગ જડમૂળથી ગયો નહોતો.

ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગર જેવા વિદ્વાન બંગાળી પંડિતના સમાગમમાં આવવાથી કુમારી કારપેન્ટરને સ્ત્રીઓના કલ્યાણને માટેની યોજના ઘડવામાં ઘણી મદદ મળી હશે એતો નિઃસંદેહછે. ફકત એકજ બાબતમાં એમને મિસ કારપેન્ટર સાથે મત ભેદ પડયો હતો અને તે સ્ત્રીઓને માટેની નોર્મલ સ્કૂલોની સ્થાપના સંબંધમાં હતો. મિસ કારપેન્ટર એવી સ્કૂલો સ્થાપવા માંગતાં હતાં, ઇશ્વરચન્દ્ર ત્હેમના ઉદ્દેશની વિરૂદ્ધ નહોતા, પણ હિન્દુ સંસારના પોતાના વિશાળ અનુભવ ઉપરથી એમ માનતા હતા કે કુળવાન હિન્દુઓ પોતાની ઉમર લાયક સ્ત્રીઓને

અથવા વિધવાકન્યાઓને ટ્રેઇનિંગ કૉલેજમાં શિક્ષણ લેવા અને ત્યાર બાદ સ્વતંત્ર રૂપે ધંધો કરવાની રજા આપે એ બનવા જોગ નથી. અને જો એમ ન બનેતો શંકાસ્પદ ચાલચલણની અથવા હલકા કુટુમ્બની સ્ત્રીઓના હાથમાં ઉછરતી બાળકીઓને સોંપવી એના કરતાં સુયોગ્ય પુરૂષોજ ત્હેમને ભણાવે એ વધારે શ્રેયસ્કર છે.

હાલતો ફીમેલ ટ્રેનીંગ કૉલેજોના પ્રશ્નનો ખુલાસો થઇ ચુકયોછે. એવી સંસ્થાઓ દરેક પ્રાન્તમાં સફળતા પૂર્વક કામ કરેછે. પણ એ સમયેતો વિદ્યાસાગરનો અનુભવ ખરો સાબિત થયો હતો. મિસ કાર્પેન્ટરના આગ્રહથી સ્થાપેલી ટ્રેનીંગ કોલેજ બંગાળાની સરકારને થોડા સમયમાં બંધ કરી દેવી પડી હતી.

સ્ત્રી કેળવણી માટેના વિદ્યાસાગરના પ્રયત્ન સંબંધી આ ટુંકું વૃત્તાન્ત સમાપ્ત કરતાં અગાઉ હમારે ન્યાયની ખાતર કહેવું પડશે, કે વિદ્યાસાગરના ઉપકારોનો યથાશકિત બદલો વાળવામાં બંગાળી સ્ત્રીઓએ પાછી પાની કરી નથી. ત્હેમના મૃત્યુ સમાચાર મળતાંજ બંગાળી લલનાઓએ ત્હેમની સ્મૃતિ કાયમ રાખવા માટે ફંડ એકઠું કરવા માંડયું, અને રૂ. ૧૬૭૦ એકઠા કરીને કલકત્તા યુનિવર્સિટીને એ શરતે સોંપ્યા, કે ત્રીજા વર્ગમાંથી ઉંચેનંબરે પાસ થઇને જે હિન્દુ કન્યા એન્ટ્રન્સ ( પ્રવેશિકા ) પરીક્ષાને માટે અભ્યાસ કરે, ત્હેને એરકમના વ્યાજમાંથી બેવર્ષ માટે શિષ્યવૃત્તિ આપવામાં આવે. કોણ કહીશકશે કે બંગરમણીઓ તરફનું આ યોગ્ય સ્મારક નહોતું ? વિદ્યાસાગર નારી જાતિના પરમ સુહૃદ હતા. ત્હેમની સેવાના મ્હોટા કીર્તિ સ્તમ્ભ રૂપ આ સ્મારક સ્ત્રીઓએ સ્થાપ્યું, એ ઉપરથી આપણને કાંઇ ખેદ થતો હોયતો તે એટલોજ કે અનેક રીતે ત્હેમના ઉપકારના ઋણ તળે દબાએલા બંગાળી પુરૂષો ત્હેમનું યથેચ્છ સ્મારક આજ પર્યંન્ત ઉભું નથી કરી શકયા.

# પ્રકરણ ૭ મું.

## વિધવા વિવાહનો પ્રચાર.



વાંચકોને સારીપેઠે માલૂમ હશે કે ૧૯ મા સૈકાના પ્રારમ્ભમાં હિન્દુસ્તાનના અન્યપ્રાન્તોની માફક બંગાળાની સ્ત્રીઓની દશા પણ ઘણી દયાજનક હતી. પતિના મૃત્યુ પછી સતી થવાનો ચાલ એ સમયે દેશમાં પુર જોરમાં પ્રચલિત હતો. ઇ. સ. ૧૮૨૯ ની ૪ ડિસેમ્બરે લૉર્ડ વિલિયમ બેન્ટિકની આજ્ઞાથી સમગ્ર ભારત વર્ષમાં વ્યાપેલો આ સતીદાહનો અગ્નિ હોલવી નાંખવામાં આવ્યો. રાજા રામમોહનરાયના અથાગ પરિશ્રમથી તથા લૉર્ડ વિલિયમ બેન્ટિકની શુભેચ્છાથી આ લજ્જાસ્પદ રિવાજનો અંત આવ્યો. વાંચક! લજ્જાસ્પદ કોને માટે? ભારત રમણીઓને માટે આરિવાજ લજ્જાસ્પદ હતો એમ હમારૂ લેશમાત્ર પણ કહેવું નથી. ચિતાના અગ્નિમાં પતિના દેહની સોડયમાં સુઇને આત્મ સમર્પણ કરવાથી હિન્દુ રમણીના ચરિત્રમાં સ્વર્ગીય શોભાનો ભાસ થતો હતો, નારી જાતિની અદ્દ્ભુત સહનશીલતા પ્રગટ થતી હતી. છતાં પણ એ પ્રથા ચાલુ રાખવાને માટે ભારત વર્ષના પુરૂષોએ જે પ્રયત્ન કર્યા હતા તે ત્હેમને માટે લજ્જાસ્પદ હતો એમાં શો સંદેહ! જે સહમરણ અથવા સતીના રિવાજમાં સ્ત્રી જાતિના વીરત્વનો અપૂર્વ વિકાસ જણાઇ આવતો હતો, ત્હેમાં પણ જે સ્ત્રીઓ પોતાની ઇચ્છાથી, કોઇના પણ દબાણ વગર, હાસ્યમય વદને, સીતા દેવીની અગ્નિ પરીક્ષાની માફક ચિતામાં પ્રવેશ કરતી હતી અને ઇષ્ટ દેવતાના નામનો જપ કરતી કરતી ભસ્મીભૂત થઇ જતી હતી, તે દેવીરૂપ સાધ્વી મહિલાઓનું પતિ ભક્તિનું ઋણ ફેડવાને કેટલા સાધુ પુરૂષોએ પત્નિનું સહગમન કે અનુગમન કર્યુંછે? કેટલાએ પત્નીની પછાડી પ્રાણ આપ્યાછે? પરલોકમાં પતિની

સૌહયમાં સ્થાન મેળવવાની આશા જેમ સ્ત્રીને માટે વાંછનીય છે તેમ પત્નીની સૌહયમાં સ્થાન મેળવવાની ઇચ્છા શું પતિઓને માટે સ્વાભાવિક નથી.? સ્ત્રીઓને માટે આવો સખ્ત નિયમ હોવા છતાં પણ પુરૂષોને માટે અનેક સ્ત્રી પરણવાનું શાસ્ત્ર સંમત ગણાય એ શું અસંગત નથી? આવી અસંગતતાના પક્ષપાતી બન્યા રહેવું એ મનુષ્યધર્મની અપૂર્ણતા નથી સૂચવતું? આવા આવા અનેક વિચારોથી, રાજા રામ મોહનરાયની હિલચાલને અનુમતિ આપીને ભલા બેન્ટિકસાહેબે મહા મહેનતે ભારત લલનાઓને જીવતી ચિતામાંથીતો છોડવી, પણ એથી શું એમના સંકટનો અન્ત આવ્યો? ના, એમની સ્થિતિતો ચુલામાંથી નીકળીને હોલામાં પડયા જેવી થઇ ગઇ. સતીદાહને બદલે જીંદગી પર્યન્ત કઠણ બ્રહ્મચર્ય વ્રત પાળવાનો નિયમ વિધવાઓને માટે ફરજીયાત થયો. આ વૈધવ્યનો અગ્નિ ચિતાના અગ્નિ કરતાં પણ ખરાબ હતો. ચિતાનો અગ્નિતો દેહને ભસ્મ કરી નાંખતો હતો. પણ આ વૈધવ્યનો અગ્નિતો હૃદયને બાળીને ખાક કરવા લાગ્યો. બાળ વિધવાઓને માટે આના કરતાં વધારે દુઃખ બીજું કયું છે.? ઘરમાં સગાં વ્હાલાંની તરફ દૃષ્ટિપાત કરે છે તો જુએ છે કે પાકી વયની સૌભાગ્યવતી સ્ત્રીઓ બધી જાતનાં સુખ વૈભવ ભોગવી રહી છે, ત્હારે નાદાન કુમળી વયની બાળકીઓ સન્યાસિનીને વેશે ઊંડા દુઃખ સાગરમાં ડુબેલી છે. ત્હેના મુખ ઉપર વિષાદની એક છાયા છવાઇ રહી છે. પિતા બાળ વયમાં વૈધવ્યને પામેલી પોતાની કન્યાને જીંદગી પર્યન્ત બ્રહ્મચર્ય પાળવાનો આદેશ કરે છે, પણ પોતે ધોળાવાળ સાથે પણ બીજી, ત્રીજી કે ચોથીવાર કોઈ બાળ કન્યા સાથે લગન કરીને, પરમ સુખમાં દિવસ ગાળે છે. કોમળ હૃદયની કન્યાઓ અને બ્હેનોને કઠોર બ્રહ્મચર્યનું શિક્ષણ આપવાનો શો આ રસ્તો છે!

વિદ્યાસાગર મહાશય જે સમયે કૉલેજમાં અભ્યાસ કરતા હતા તે સમયથીજ વિધવાઓની દુર્દશા તરફ ત્હેમનુ ધ્યાન ખેંચાયું હતું. પોતાના ગુરૂ શંભુચન્દ્ર મહાશયની બાલ પત્નીની વૈધવ્ય દશાથી દુઃખી થઇને

એજ સમયે એમણે મનમાંને મનમાં પ્રતિજ્ઞા લીધી હતી કે વિધવાઓની દશા સુધારવા તન મન ધનથી પ્રયત્ન કરીશ. વિચાર કરતાં એમને એમ લાગ્યું કે વિધવાઓના બ્રહ્મચર્ય જીવનમાં કાંઈક ફેરફાર કરવો આવશ્યક છે. જે વિધવાઓ પતિનું સ્મરણ પોતાના હૃદયમંદિરમાં તાજું રાખીને યાવજ્જીવન બ્રહ્મચર્ય પાળવાને શક્તિમાન હોય, અને રાજીખુશી હોય, તે ભલે તે પ્રમાણે કરે. એજ એમને માટે શ્રેષ્ઠ ધર્મ છે. એ દેવી સ્વરૂપ સન્નારીઓ માનવ સમાજ આગળ નિઃસ્વાર્થ પ્રેમ અને પરમાર્થ પરાયણતાની મૂર્તિ રૂપે પૂજ્ય ગણાશે. પણ જ્હેમને પતિ શું અને પતિવ્રતા ધર્મ શો ત્હેની કાંઇ પણ ખબર નથી, જ્હેમનું શારીરિક કે માનસિક બળ કઠણ બ્રહ્મચર્યવ્રત પાળવાને માટે પૂરતું નથી, ત્હેમને માટે ભારત વર્ષના દૂરન્દેશ નિપૂણ શાસ્ત્રકારોએ અવશ્ય કોઇને કોઈ ઉપાય શોધી કહાડયો હશે. એ ઉપાય શોધી કહાડવા માટે વિદ્યાસાગરે શાસ્ત્રોનું ફરીથી અધ્યયન શરૂ કર્યું. શાસ્ત્રોનું મંથન કરીને સાર શોધી કહાડવો એ કેટલું મુસ્કેલ કામ છે તે સહજમાં સમજી શકાય એમ નથી. ઘણા જુના, ઉધાઈથી ખવાઈ ગયેલા શાસ્ત્રોનાં પાનાંઓમાંથી શાસ્ત્રાર્થ શોધી કહાડવામાં એમને કેટલી ધીરજ, સહન શીલતા, અને પરિશ્રમ પૂર્વક કામ કરવું પડયું હતું, ત્હેની કલ્પના આપણને સહજમાં આવી શકે એમ નથી. એ સમયમાં, બપોરને વખતે કોઈ એક મિત્રને ત્હાં ભોજન કરી આવતા અને ત્હાર પછી આખો દહાડો જમતા નહીં. કૉલેજનું કામ સમાપ્ત કરીને ત્હાંજથી તે આખી રાત સુધી સંસ્કૃત કૉલેજની લાઈબ્રેરીમાંના નાના પ્રકારના ગ્રન્થો શોધવામાં ઉધાઇની પેઠે પાનાપાનામાં પ્રવેશ કરી લેતાં. કાર્ય સાધન અથવા દેહપાતન એજ ઉદ્દેશથી એ ખંત પૂર્વક આ શુભ કામમાં મંડયા રહ્યા હતા. ઇશ્વરે ત્હેમની સાત્વિક બુદ્ધિની અભિલાષા પૂર્ણ કરી. ત્હેમનો પ્રયત્ન સફળ થયો, અને પારાશર સંહિતામાં.

नष्टे मृते प्रव्रजिते क्लिबेच पतिते पतौ ।
पंचस्वापत्सु नारीणां पतिरन्यो विधीयते ॥

વગેરે શ્લોકો મળી આવ્યા. આ શ્લોક વાંચતાં અને ત્હેના અર્થનો વિચાર કરતાં કરતાં ત્હેમના હૃદયમાં ઉલ્લાસનો એક વિચિત્ર ઉભરો ઉભરાઇ આવ્યો. હર્ષઘેલા થઇને, પુસ્તકને ભોંય ઉપર મુકીને એ ઉભા થયા અને જોરથી પુકારી ઉઠયા 'મળ્યું છે, મળ્યું છે' પાસે બેઠેલા કોઇ ગૃહસ્થે પુછ્યું 'શું મળ્યું છે!' ત્હેમણે પ્રફુલ્લ વદને ઉત્તર આપ્યો 'જહેને માટે આટલા દિવસ આટલું બધું દુઃખ વેઠી રહ્યો હતો તે આજ મળ્યું છે.'

આજ ત્હેમના આનંદનો પાર રહ્યો નહીં. રામ મોહનરાયની સતી દાહ–નિવારણની પ્રતિજ્ઞાની માફક ત્હેમણે લીધેલી વૈધવ્ય દુઃખ નિવારણની પ્રતિજ્ઞા ફલીભૂત થવાનાં આશા ચિહ્ન આજ જણાવવા લાગ્યાં. શાસ્ત્રોનાં વચનોનો સંગહ કરીને, ત્હેના અર્થનો નિર્ણય કરીને, બુદ્ધિ અને તર્કનો ઉપયોગ કરીને એમણે વિધવા વિવાહ સંબંધી એક ગ્રન્થ રચ્યો. એ પુસ્તકમાં વિધવા વિવાહની આવશ્યકતા સપ્રમાણ ટુંકામાં સિદ્ધ કરી હતી. પરન્તુ એ પુસ્તક રચીને એકદમ પ્રગટ ન કર્યું, પુસ્તક લખ્યા પછી સૌથી પહેલા પિતૃદેવની પાસે ગયા અને વિનય પૂર્વક કહ્યું 'શાસ્ત્રાદિનાં પ્રમાણ એકઠાં કરીને મ્હેં વિધવા વિવાહનો પક્ષ સમર્થન કરનારૂં આ પુસ્તક રચ્યું છે. આપ એને સાંભળીને છપાવવાની રજા નહીં આપો ત્હાં સુધી હું એને પ્રગટ નહીં કરી શકું' 'ઠાકુરદાસે પુત્રને પુછ્યું 'જો હું રજા ન આપું તો તું શું કરીશ!' ઇશ્વરચન્દ્રે કહ્યું 'એમ થશે તો આપની હયાતીમાં એ ગ્રન્થનો પ્રચાર નહીં કરૂં. આપના સ્વર્ગવાસ પછી જેવી ઇચ્છા હશે તે પ્રમાણે કરીશ' પિતાએ કહ્યું 'ઠીક કાલે એકાન્તમાં બેસીને ત્હારી પાસેથી એ પુસ્તક સાંભળીશ અને પછી મ્હારો અભિપ્રાય જણાવીશ' બીજે દિવસે વિદ્યાસાગર મહાશયે પિતાની પાસે જઇને એ ગ્રન્થ આદ્યોપાન્ત વાંચી સંભળાવ્યો. બધું સાંભળી રહ્યા પછી ઠાકુરદાસે પુછ્યું 'ત્હારી ખાત્રી છે કે એમાં લખ્યું છે તે બધું શાસ્ત્ર સંમત છે? પુત્રે કહ્યું 'એમાં મ્હને લેશ માત્ર સંદેહ નથી' ઉદાર ચિત્ત પિતાએ કહ્યું 'તો તું એ

સંબંધમાં રીતસર પ્રયત્ન કર, મ્હને કાંઇ વાંધો નથી. પિતાજીની આજ્ઞા મળ્યાથી વિદ્યાસાગર હરખાતા હરખાતા માતાજી પાસે ગયા અને ત્હેમને પુછ્યું. "મા, શાસ્ત્ર બાસ્ત્ર તો તું કાંઇ સ્હમજતી નથી. મ્હેં આ વિધવા વિવાહ સંબંધી પુસ્તક લખ્યું છે. પણ ત્હારી રજા વગર મ્હારાથી એ છપાવી શકાય નહીં, શાસ્ત્રમાં વિધવા વિવાહની વિધિ છે." સરળતાની સૌમ્ય મૂર્તિ રૂપ, ઉન્નત વિચારની અને ઉદાર હૃદયની ભગવતી દેવીએ તરતજ ઉત્તર આપ્યો 'કાંઈ અડચણ નથી. લોકોની આંખોમાં શૂલ રૂપ, મંગળ કામમાં અમંગળના ચિહ્ન રૂપ, ઘરની બલા ગણાઇ ને રાત દિવસ આંસુનો વરસાદ વરસાવીને જે સ્ત્રીઓ જીંદગી ગાળે છે, ત્હેમનો સંસાર સુખી કરવાનો ઉપાય કરીશ તો ત્હેમાં મ્હારી પૂરી સંમતિ છે. પણ તુ એમને (પિતાને) કાંઇ કહીશ નહીં. વિદ્યાસાગરે પુછયું 'શા માટે ના કહું?' માતાએ કહ્યું 'એમ કર્યાથી એમને અડચણ પડશે. કારણ કે તું વિધવા વિવાહના કામમાં પડે તો એમને ઘણી રીત્યે નુકસાન થવાનો સંભવ છે' વિદ્યાસાગરે કહ્યું 'પિતાજીએ તો ક્યારનીએ આજ્ઞા આપી છે.' કરૂણામયી ભગવતી દેવીનો ઉત્સાહ આ સાંભળીને દસ ગણો વધી ગયો અને ત્હેમણે કહ્યું 'સારૂં બેશ થયું, હવે બીજી શી બ્હીક છે?' માતા પિતા તરફ વિદ્યાસાગરની ભક્તિ કેવી ઉત્તમ પ્રકારની હતી ત્હેનું આ એક શ્રેષ્ઠ ઉદાહરણ છે. ત્હેમનું આ વર્તન જેમ ઉછરતા યુવાન સુધારકોને માટે અનુકરણીય છે, તેમજ સુધારાવાળા માત્ર ઉદ્ધત, ઉચ્છૃંખલ તથા મુરબ્બીઓને માટે પૂજ્યભાવ નહીં ધરાવનારા હોય છે, એવો મિથ્યા આરોપ કરનારાઓનાં મ્હોં બંધ કરનારૂં છે.

ઈ. સ. ૧૮૫૭ માં વિધવા વિવાહનું પુસ્તક પ્રગટ થતાં વાર્જ, શાન્ત સમુદ્રમાં તોફાન આવે તેમ આખા બંગાળામાં ખળભળાટ મચી ગયો. ઘેરેઘેર એ વાત ચર્ચાવા લાગી, જ્યાં જાઓ ત્યાં વિદ્યાસાગરનું નામજ સાંભળવામાં આવતું. ઘણાઓએ ત્હેમની દલિલોના ખંડનરૂપે ચોપડીઓ લખી અને ત્હેમાં એમને ખૂબ ગાળો

માંડી. વર્તમાન પત્રોને તો એક નવો મશાલો મળી શક્યો. ત્હેમણે વિદ્યાસાગરની દલિલોનું ખંડન કરવામાં મનમાની ગાળોનો વરસાદ વરસાવ્યો. કેટલાએક પારાશર સંહિતાના સ્પષ્ટ અર્થ ઉપર પાણી ફેરવીને ત્હેનો મન ગમતો અર્થ કર્યો. સારાંશકે સાત મહારથીઓએ પોતાનાં અસ્ત્ર શસ્ત્ર લઇને અભિમન્યુને ચારે તરફથી ઘેરી લીધો હતો તેમ આ વખતે વિદ્યાસાગરના પ્રસંગમાં બન્યું. પણ જેમ એ મહાવીરે એ બધા મહારથીઓનો પરાજય કર્યો હતો તેમ, વિદ્યાસાગરે એ ટીકાકારોના જવાબમાં, ત્હેમના સઘળા ન્હાના મ્હોટા આક્ષેપોના ખુલાસારૂપ એક મ્હોટો ગ્રન્થ લખ્યો. એ ગ્રન્થ પ્રસિદ્ધ થવાથી બધા વિરોધીઓનાં મ્હોં બંધ થઇ ગયાં, અને હજારો માણસો ત્હેમના પક્ષમાં આવ્યા, જો કે ત્હેમના ઉપર આક્ષેપ કરવામાં લોકોએ ત્હેમને અસંખ્ય ગાળો દીધી હતી, તો પણ એમણે ઘણાજ મધુર શબ્દોનો પ્રયોગ કરીને અને પ્રબળ દલિલોનો આધાર લઇનેજ એ લેખકોને શરમાવી નાંખ્યા. થોડું પાણી અગ્નિને જલ્દી હોલવી નાંખે છે, તેમ વિદ્યાસાગરના આ ઠંડા દિલના જવાબે બધા વિરોધીઓને શાન્ત કરી દીધા. આ હિલચાલ આગળ વધારતાં વિદ્યાસાગરને એક મ્હોટી અડચણ નડી. એ અડચણ એ હતી કે બંગાળામાં દાયભાગના કાયદા મૂજબ પુનર્લગ્ન કરેલી સ્ત્રીનાં સંતાન પોતાના પિતાની મિલ્કતના વારસ નહોતા થઇ શકતા, એટલા માટે ત્હેમણે સરકારને એવી અરજી કરી કે વિધવાના બીજી વારના પતિથી જન્મેલા સંતાનોને દાયભાગના અધિકારી ગણવા. આ અરજી ઉપર બંગાળાના મ્હોટા મ્હોટા જમીનદારો અને વિદ્વાન નામાંકિત પંડિતો વગેરેની એક હજાર સહીઓ હતી. તે ઉપરાંત પ્રસન્ન કુમાર ઠાકુર, પ્યારી ચરણ સરકાર, રાજા પ્રતાપચન્દ્ર વગેરે નામાંકિત નરોએ ઘણી સહીઓવાળી બીજી અરજી મોકલી. રાજા મહતાબચન્દ્ર જે એ સમયમાં રાજદરબારમાં ઘણા પ્રતિષ્ઠિત ગણાતા હતો, ત્હેમણે પોતાની તરફથી એક સ્વતંત્ર અરજી લખીને આ મતનું ઘણી યુક્તિ પૂર્વક પોષણ કર્યું. આ પ્રમાણે લગભગ પચ્ચીસ હજાર કેળવાયલા મનુષ્યો વિધવા

વિવાહની પક્ષમાં કાયદો ઘડાવવા આતુર છે એ જાણીને બંગાળામાં ભારે ખળભળાટ મચી રહ્યો. વિદ્યાસાગરના આગ્રહથી ઓનરેબલ જે. પી. ગ્રાન્ટ સાહેબે ગવર્નર જનરલની સભામાં એ બિલને લગતો સવાલ ઉત્સાહ પૂર્વક ઉપાડી લીધો. એ સહૃદય અંગ્રેજે એ પ્રસંગે જે અસરકારક ભાષણ આપ્યું હતું તે દરેક ગૃહસ્થે મનન કરવા યોગ્ય છે. સ્થળ સંકોચને લીધે, હમે તે ઉતારી શકતા નથી, પણ ત્હેમના હૃદય ઉચ્છ્વાસના છેલ્લા કેટલાક શબ્દો અત્રે ઉતારવાની લાલચને રોકી શકતા નથી. ઓનરેબલ મિસ્ટર ગ્રાન્ટે એ ભાષણમાં કહ્યું હતું કે 'જો મ્હારી ખાત્રી થશે કે આ કાયદો પસાર થવાથી એક પણ બાલિકા વૈધવ્યના ત્રાસમાંથી બચશે તો, હું તે એકલીને માટે આ કાયદો પસાર કરાવીશ, જો હું એમ માનતો હોઉં ( જો કે એથી ઉલટી વાતની મ્હારી ખાત્રી છે ) કે આ કાયદો પસાર થયાથી કાંઇ વળશે નહીં, તોપણ હું ફક્ત અંગ્રેજ નામની પ્રતિષ્ઠા ખાતર એ કાયદો પસાર કરાવીશ.' આ પ્રમાણે ઓ. મિસ્ટર જેમ્સની સહાયતાથી, વિદ્યાસાગરનો ચિરવાંછિત વિધવા વિવાહ વિધાયક કાયદો તા. ૨૬ મી જુલાઇ ૧૮૫૬ ને રોજ પસાર થયો. આ કાયદો પસાર થવાથી એમનો ઉત્સાહ ઘણો વધી ગયો, અને એ તનમનધનથી એ પ્રયત્નમાં ચાલુ રહ્યા. આખરે શકે ૧૭૭૮ બંગાળી સંવત ૧૨૬૨ ના માગશર વદી ૮ ને રોજ વિદ્યાસાગરની કીર્તિનો દુદુંભીનાદ વાગી રહ્યો. એ દિવસે કલકત્તા નગરમાં પ્રથમ પુનર્લગ્ન થયું. વર કન્યા બન્ને ઉચ્ચ બ્રાહ્મણ જાતિનાં હતાં. કન્યાનું નામ કાલીમતી દેવી હતું અને વરનું નામ શ્રીશચન્દ્ર હતું. શ્રીશચન્દ્ર એક વિદ્વાન બ્રાહ્મણ હતા અને સંસ્કૃતની ઉચ્ચ પરીક્ષા આપીને 'વિદ્યારત્ન' ની ઉપાધિ મેળવી હતી. આ લગ્નનો વરઘોડો જોવાને લોકોની પુષ્કળ ભીડ એકઠી થઈ હતી, સુકિયા સ્ટ્રીટ અને ત્હેની પાસેના મહોલ્લાઓ માણસોથી ચીકાર ભરાઇ ગયા હતા. સુલેહનો ભંગ ન થાય એટલા માટે સરકાર તરફથી બબ્બે હાથને છેટે પોલિસનો પહેરો મુકવામાં આવ્યો હતો. આ લગ્ન સમારંભ વખતે કેટલાક રાજા

મહારાજાઓ ઉપરાંત કલકત્તાની સંસ્કૃત કૉલેજના અધ્યાપકો સુપ્રસિદ્ધ પંડિત જયનારાયણ તર્ક પંચાનન, ભરતચન્દ્ર શિરોમણી, પ્રેમચન્દ્ર તર્ક વાગીશ અને તારાનાથ તર્કવાચસ્પતિ આદિ વિદ્વાનો હાજર હતા. ત્હેમની સહાયતાથી લગ્નનું બધુ કામ કુશલતા પૂર્વક સમાપ્ત થઇ ગયું. વાંચકોની જાણને સારૂ લખવું આવશ્યક છે કે આ કન્યાનો પ્રથમ વિવાહ ચાર વર્ષની વયે થયો હતો અને ત્યાર પછી બે વર્ષ એટલે કે ૭ વર્ષની કુમળી વયે ત્હેને વૈધવ્ય પ્રાપ્ત થયું હતુ.

ત્હાર પછી થોડા દિવસમાં કુલીન કાયસ્થ ગૃહસ્થની બાર વર્ષની વિધવા કન્યાનું પુનર્લગ્ન થયું. આ કન્યાને એના પિતાએ પોતેજ કન્યા દાન દીધું હતુ.

આ પ્રમાણે વિધવા વિવાહનું ગાડુ ધીમે ધીમે ચાલવા લાગ્યું, દિનપ્રતિદિન પુનર્લગ્નો થવા લાગ્યાં; અને એ બધાને વિદ્યાસાગરે થોડી ઘણી મદદ આપી. વિધવા વિવાહની હિલચાલ કરવા માંડી ત્હારથીજ લોકો ત્હેમના શત્રુ થઇ રહ્યા હતા. પણ જ્હારે એ લોકોએ જોયું. કે આતો ખરેખાત પુનર્લગ્નો થવાં પણ માંડયાં ત્હારે ત્હેમનો ક્રોધાગ્નિ વધારે સળગી ઉઠયો. જે વિદ્યાસાગરને લોકો ત્હેમનાં અપૂર્વ વિદ્યા તથા સદાચારને લીધે પૂજતા હતા તેજ વિદ્યાસાગરને હવે લોકો અનેક તરેહની ધમકીઓના કાગળ લખવા લાગ્યા. પણ એ ધર્મવીરે એ બધી તુચ્છ ધમકીઓની જરાપણ પરવા કરી નહીં. ફકત પોતાની સાથે શ્રીમન્ત નામનો એક અંગ રક્ષક સીપાઈ હમેશાં રાખતા. એક દિવસ એવું બન્યું કે અડધી રાતે સંસ્કૃત કોલેજમાંથી ઘેર પાછા આવતી વખતે રસ્તામાં દસબાર માણસોએ હાથમાં છરા સાથે આવીને ત્હેમને ઘેરી લીધા. ભારત વર્ષના એક મહાન્ વિદ્વાન સુધારકનું કાયરતાથી ગુપ્ત ખૂન થવાનો પ્રસંગ આવી પહોંચ્યો. પણ ત્હેમનો નોકર શ્રીમન્ત મ્હોટી ડંગ લઇને સાથેજ ઉભો હતો. ત્હેને જોતાંજ એ દુષ્ટો અગીઆરા ગણી ગયા. ગુપ્ત ખૂનીઓ હમેશાં કાયરજ હોય છે. આ બનાવ બન્યા પછી ત્હેમના મિત્રોએ ત્હેમને રાતે બહાર ન નીકળવાનો

આગ્રહ કર્યો, પણ એ એ‌ા સલાહને હસી કહાડતા. પોતાને માથે લાખો શત્રુઓ છે, અને તેઓ પોતાને હરેક પ્રકારે હાનિ પહોંચાડવા યત્ન કરે છે એ જાણવા છતાં પણ આ બ્રાહ્મણકુમારે કહ્યું કે "મ્હારૂં વ્રત ચિતામાં ભસ્મની સાથેજ સમાપ્ત થશે." એ પ્રતિજ્ઞા ત્હેમણે પોતાનાં કાર્યોથી સિદ્ધ કરી આપી.

વાચક વીરો ! આ મહાત્માની તરફ જરાક ધ્યાન આપો અને જુઓ કે ખરી પ્રતિજ્ઞા શાને કહે છે. પોતાના કુટુંબ અને જનસમાજના લોકોથી બ્હી જઈને આત્માની વિરૂદ્ધ આચરણ કરનારા અને પોતાના સિદ્ધાન્ત ઉપર પાણી ફેરવનારા આપણામાંથી હજારો નીકળશે. તેઓ પણ વિદ્યાસાગરની પેઠે પોતાના આત્માને દૃઢ બનાવે તો કોણ એમનો વાળ વાંકો કરી શકે એમ છે? વિદ્યાસાગરના શત્રુઓએ ત્હેમને મારી નાંખવાની ધમકી આપી, પણ આત્મિક બળથી ઉત્સાહિત થયેલા વિદ્યાસાગરને કોઇપણ વિઘ્ન પહોંચાડી શક્યું નહીં. વાંચકો ! સાધારણ મનુષ્યોનો એવો ભય નિર્મૂળ છે. જ્હેના આત્મા ઉપર સત્યતા આરૂઢ છે, ત્હેને કોઈ શું કરી શકે એમ છે? મહાન્ પુરૂષ અને સાધારણ પામર મનુષ્યોમાં એજ ભેદ છે કે મહાન્ પુરૂષો સત્યની આગળ પ્રાણની પણ દરકાર કરતા નથી, પણ બીજા સાધારણ લોકો જરાપણ અડચણ આવતાં પોતાના સિદ્ધાન્તથી હજાર ગાઉ દૂર ન્હાસે છે. આ વિધવા વિવાહના કાર્યમાં હાથ ઘાલતી વખતે વિદ્યાસાગરને સહાયતા આપવાનું અનેક લોકોએ વચન આપ્યું હતું, પણ જ્યારે કામ પડ્યું ત્યારે ઘણા ખરાએ તો રસ્તો પકડ્યો. ઉત્સાહી દેશ ભક્ત રાજનારાયણ બસુ, તથા વિશ્વવિખ્યાત વકતા સ્વદેશ પ્રેમી સુરેન્દ્રનાથ બેનરજીના પિતા સ્વર્ગસ્થ દુર્ગાચરણ બેનરજી, તથા બેચાર બીજા બંગાળી ગૃહસ્થો કેવળ ત્હેમને પડખે ઉભા રહ્યા. આ વિધવા વિવાહોમાં હજારો રૂપિયાનું ખર્ચ થતું ત્હેનો ઘણો ભાગ વિદ્યાસાગરને આપવો પડતો હતો. ધીમે ધીમે પૈસાની તંગી પડતી ગઇ. વળી એજ અરસામાં ૧૮૫૭ નો સિપાહીનો બળવો જાગ્યાથી દુશ્મનોએ એવી

ગપ ફેલાવી કે સરકારે પુનર્લગ્નનો કાયદો પસાર કર્યો ત્હેના અસંતોષનું આ પરિણામ છે. આવા આક્ષેપોને લીધે થોડા સમય સુધી એ કામ લગભગ બંધ પડી જવા જેવું થયું. વિરૂદ્ધ પક્ષના લોકો કહેવા લાગ્યા કે સંયોગ વશ બે ચાર લગ્ન થઈ ગયાં. હવે ક્યહાં થાય છે? ધર્મનો નાશ કરીને વિદ્યાસાગર કીર્તિ મેળવે છે. આતો પારકા છોકરાંને જતી કરવાનો ધંધો છે. પોતાને ઘેર એવું કરે ત્યહારે જાણીએ. આખરે એ કસોટીનો સમય પણ ઈશ્વરે આણી આપ્યો. ત્હેમના એકના એક પુત્ર નારાયણચન્દ્રે એક વિધવાને પોતાની સહધર્મિણી તરીકે પસંદ કરી. વિદ્યાસાગરે એ સંબંધને પસંદ કર્યો અને ઘણી ખુશી સાથે પુત્રને લગ્ન કરવાની મંજૂરી આપી. અને બંગાળી સંવત ૧૨૭૭ ના શ્રાવણ વદી ૧૨ ને દિને એકવીસ વર્ષની વયે નારાયણચન્દ્રનું લગ્ન એક બાળ વિધવા સાથે થયું. આ લગ્નથી વિદ્યાસાગરનું હૃદય કેટલું પ્રફુલ્લિત થયું હતું, તથા વિધવા વિવાહના એ કેટલા ખરા અંતઃકરણથી હિમાયતી હતા એ ત્હેમના લખેલા નીચેના એક પત્ર ઉપરથી જણાઈ આવશે. પોતાના ન્હાના ભાઈ શંભુચન્દ્ર ઉપરના પત્રમાં વિદ્યાસાગર લખે છેઃ—

શ્રાવણ વદી ૧૨ ને રોજ બ્રહસ્પતિવારને દિને નારાયણે ભવસુન્દરીનું પાણી ગ્રહણ કર્યું છે એ ખબર માતૃદેવી વગેરેને જણાવજો.

અગાઉ ત્હમે લખ્યું હતું કે નારાયણના વિવાહ કરવાથી આપણું કુટુમ્બ મ્હારી સાથે ખાનપાનનો વ્યવહાર બંધ કરશે, માટે નારાયણના લગ્નને રોકવું એ આવશ્યક છે. એ સબંધમાં મ્હારે કહેવાનું એ છે, કે. નારાયણે સ્વતઃ પ્રવૃત્ત થઇને આ લગ્ન કર્યું છે; મ્હારી ઇચ્છા કે આગ્રહથી કર્યું નથી. જ્યહારે સાંભળ્યું કે વિવાહ નક્કી થઈ ગયો છે, અને કન્યા પણ તૈયાર છે, ત્યહારે એ સગાઇને મ્હારી અનુમતિ ન આપતાં રોકવાનું આચરણ કરવું મ્હારે માટે કોઈપણ રીત્યે વ્યાજબી જણાત નહીં. હું વિધવા વિવાહનો પ્રવર્તક છું; મ્હેં ઉદ્યોગ કરીને ઘણાંનાં પુનર્લગ્ન કરાવ્યાં છે; એવી હાલતમાં મ્હારો પુત્ર વિધવા વિવાહ ન કરતાં કોઈ કુમારી સાથે લગ્ન કરત, તો હું લોકો આગળ

મ્હોં બતાવી શકત નહીં. સભ્યસમાજમાં બિલકુલ તિરસ્કાર યોગ્ય અને અશ્રદ્ધા પાત્ર ગણાત. નારાયણે પોતે જાતે પ્રવૃત્ત થઇને આ લગ્ન કરીને મ્હારૂં મ્હોં ઉજળું રાખ્યું છે, અને લોકો આગળ ત્હેને મ્હારા પુત્ર તરીકે ઓળખાવી શકું એવો માર્ગ લીધો છે. વિધવા વિવાહનો પ્રચાર એ મ્હારા જીવનનું સૌથી મુખ્ય સત્કર્મ છે. આ જન્મમાં એથી વધારે સત્કર્મ બીજું કરી શકીશ એનો સંભવ નથી. એ વિષયને માટે મ્હેં મ્હારા સર્વસ્વનો ત્યાગ કર્યો છે, અને કામ પડે પ્રાણ આપવાનું સ્વીકારતાં પરાંગમુખ નહીં થાઉં. આ વિચાર આગળ કુટુમ્બનો કુસંપ એ ઘણી તુચ્છ વાત છે, કુટુમ્બના મનુષ્યો ખાનપાનનો સંબંધ છોડી દેશે એ ભયથી હું પુત્રને ત્હેના અભિપ્રેત વિધવા વિવાહમાંથી રોકત, તો મ્હારા કરતાં વધારે નરાધમ બીજો કોઈ થાત નહીં. વધારે શું કહું? એણે સ્વતઃપ્રવૃત્ત થઇને આ વિવાહ કર્યાથી, હું પોતને ચરિતાર્થ માનુ છું. હું દેશાચારનો બિલકુલ દાસ નથી, પોતાના તેમજ સમાજના કલ્યાણને માટે જે ઉચિત કે આવશ્યક લાગશે તે કરીશ, લોક કે કુટુંબના ભયથી કદીપણ સંકોચ કરીશ નહીં.

આખરે મ્હારૂં કહેવું એ છે, કે આચાર વ્યવહાર રાખવાનાં જ્હેનામાં સાહસ કે પ્રવૃત્તિ ન હોય તે લોકો ભલે એ વ્યવહાર બંધ કરે; એટલા માટે નારાયણ જરાપણ દુઃખી થશે એમ સ્હમજવું નહીં, અને હું પણ કોઈ પ્રકારે એથી અસંતુષ્ટ કે નારાજ નહીં થાઉં. મ્હારા વિચાર પ્રમાણે એ બધા વિષયો સ્વતંત્ર ઇચ્છા મૂજબ છે; મ્હારી ઇચ્છાને અનુસરીને અથવા મ્હારા આગ્રહને વશ થઇને ચાલવું કોઇને માટે ઉચિત નથી."

વિધવા વિવાહ સંબંધમાં વિદ્યાસાગરની શુદ્ધ આંતરિક વૃત્તિ દર્શાવવાને તથા ત્હેમના હૃદયની નિષ્કપટતા અને વિચારોની ઉદારતા દર્શાવવા માટે આ પત્ર પુરતો છે.

વિદ્યાસાગરના પુનર્વિવાહ પ્રચારને લગતા આ પ્રકરણને સમાપ્ત કરતાં પહેલાં એક પ્રશ્નનો ખુલાસો કરવો આવશ્યક છે. કેટલાએક

પુછે છે, કે વિદ્યાસાગરનો આટલો બધો પ્રયત્ન છતાં પુનર્લગ્નના રિવાજનો પ્રચાર કેમ ન થયો ? આ પ્રશ્નનો ઉત્તર એમણે પોતેજ પોતાના પુસ્તકમાં આપ્યો છે. એ લખે છે, કે.

"મ્હને આશા હતી કે કોઈ સાંસારિક રિવાજ ને શાસ્ત્રોક્ત સાબિત કરી આપવાથીજ આ દેશના લોકો ત્હેને માની લઇને તે પ્રમાણે વર્તન કરશે. પણ મ્હારો એ વિચાર જતો રહ્યો છે. મ્હને એવી ખબર નહોતી કે આ દેશના લોકો લૌકિક વ્યવહાર આગળ વેદશાસ્ત્રને જરાપણ ગણતા નથી." પોતાના એ પુસ્તકમાં વળી એ લખે છે. "ધન્ય દેશાચાર! ત્હારો મહિમા અલૌકિક છે. તું ત્હારા ભક્તોને ગુલામગીરીની બેડી પહેરાવીને ત્હેમના ઉપર સ્વતંત્રપણે રાજ્ય ચલાવી રહ્યો છે."

## પ્રકરણ ૮ મું.

### સંસાર સુધારાનાં બીજા કાર્યો.

વિધવા વિવાહનો પ્રચાર થયા પછી ત્હેમનુ ધ્યાન બંગાળામાં એ સમયે ચાલતા બીજા દુષ્ટ રિવાજ તરફ આકર્ષાયું. હમે પૂર્વે જણાવી ગયા છીએ કે સ્ત્રી જાતિ પ્રતિ વિદ્યાસાગરને અપૂર્વ ભક્તિ હતી, અને ત્હેમનાં દરેક પ્રકારનાં સંકટો નિવારણ કરવાની ત્હેમને તીવ્ર ઇચ્છા હતી, સ્ત્રી જાતિ ઉપર થતા અનેક અન્યાયોમાંનો એક મુખ્ય અન્યાય બહુ વિવાહ પ્રચાર—પુરૂષોને એક સ્ત્રીની હયાતીમાં બીજી સ્ત્રી પરણવાની છુટ-નો છે. આ પ્રથા એમના સમયમાં બંગાળી કુળવાનોમાં પુર જોસમાં ચાલી રહી હતી. હિન્દુશાસ્ત્ર એવા પ્રકારનાં નિષ્ઠુર

અનુષ્ઠાનને અનુમોદન આપતું નથી. એકપત્નીવ્રતને હિન્દુશાસ્ત્રમાં ઉચ્ચ આદર્શ માન્યું છે. પ્રત્યેક હિન્દુના આદર્શ પુરૂષ, મર્યાદા પુરૂષોત્તમ મહારાજા શ્રી રામચન્દ્ર ત્હેમના એક પત્નીવ્રતને લીધે આજ પણ લાખો હિન્દુઓ દ્વારા શ્રદ્ધાયુક્ત પ્રેમ પુષ્પાંજલી પ્રાપ્ત કરે છે. છતાં પણ એક સ્ત્રી ઉપર બીજી કરવાની હિન્દુ શાસ્ત્રમાં બિલકુલ મનાઈ પણ નથી; પણ જે સંયોગોમાં બીજીવાર લગ્ન કરવાની હિન્દુશાસ્ત્ર પરવાનગી આપે છે, તેવા સંયોગો ઘણા થોડા પુરૂષોના પ્રસંગમાં બને છે. સર્વ શ્રેષ્ઠ સંહિતાકાર મનુએ દારાન્તર ગ્રહણની જે મર્યાદા બાંધી છે ત્હેમાં હાલ ચાલતા અન્યાયને લેશમાત્ર પણ સ્થાન મળતું નથી. મનુ કહે છે કેઃ—

> मद्यपा साधुवृत्ता च प्रतिकुला च या भवेत ।
> व्याधिता वाधिवेत्तव्या हिंसार्थघ्नी च सर्वदा ।

જો જે સ્ત્રી દારૂ પીનારી, વ્યભિચારિણી, હમેશાં સ્વામીની ઇચ્છા વિરૂદ્ધ ચાલનારી ચિરરોગી, ઘણા ક્રુર સ્વભાવવાળી, અને પૈસાનો નાશ કરનારી હોય તો પુરૂષે ‘ અધિવેદન ’ અર્થાત બીજીવાર લગ્ન કરવું.

> वन्ध्याष्टमेऽधिवेद्याब्दे दशमे तु मृत प्रजा ।
> एकादशे स्त्रीजननी सद्यस्त्वप्रियवादिनी ॥

સ્ત્રી વંધ્યા હોયતો લગ્ન પછી આઠ વર્ષે, મૃતપ્રજા હોયતો દસ વર્ષે, અને કન્યાજ જન્મ આપતી હોયતો અગિયાર વર્ષે, અને અપ્રિયવાદિની હોયતો સદ્ય બીજીવાર લગ્ન કરવું.

ધર્મ શાસ્ત્રમાં આ પ્રમાણે જરા છૂટ મળતાં ત્હેમનો લાભ લેવા બંગાળી કુળીવાનો ચુક્યા નથી. ત્હેમણે આ રિવાજને કેટલી અધમ સ્થિતિએ પહોંચાડયો હતો ત્હેનો પૂરો ખ્યાલ આ ટુંકા પુસ્તકમાં આપવો અસંભવ છે. અહિં ત્હેનો લેશ માત્ર આભાસ કરાવીશું. વિદ્યાસાગર મહાશયે અનેક પત્ની કરનારા કુલીન ( ! ) બંગાળીઓનું એક સૂચીપત્ર બનાવ્યું હતું. ત્હેમાં પંચાવન વર્ષના એક ડોસાના એંશી લગ્ન, અઢાર વર્ષના યુવકના અગિયાર લગ્ન, અને વીસ વર્ષના યુવકના સોળ

લગ્ન થયેલાં નોંધ્યાં છે. વળી એક બીજું સૂચીપત્ર જે છપાયું નથી ત્હેમાં એક એવા મહારાજ (!) નું નામ છે કે જહેમણે પંચાવન વર્ષની વયમાં એકસોને સાતવાર લગ્ન કર્યાં હતાં. બાર વર્ષના બાળકનાં છ, અને પાંચ વર્ષના બચ્ચાના બે લગ્ન બંગાળી કુલીનોમાં થયાં હતાં. જે ઉમરે બ્રાહ્મણ બાળકને યજ્ઞોપવિત આપવું પણ વ્યાજબી ગણાય કે નહીં તે સંદેહનો વિષય છે, તે ઉમરે તે બાળક બબ્બેવાર ફેરા ફરી ચુકે એ આર્ય નામથી ઓળખાવનારા બ્રાહ્મણ દેવતાઓને માટે અત્યંત શરમ ભરેલું નહીં તો બીજું શું ? શાસ્ત્ર પોતાના હાથમાં આવતાં, બ્રાહ્મણોએ પોતાની સત્તાનો દુરૂપયોગ કરીને કેટલી હજારો અને લાખો નિરાધાર બાળકીઓના નિઃશ્વાસ લીધા છે તે આ ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે.

આ સૂચીપત્ર વિદ્યાસાગરના વખતનું હોવાથી અલબત્ત કાંઇક જૂનું છે. ત્યહાર પછી સુધારકોના ઉપદેશને લીધે કહોકે ઉદાર પાશ્ચાત્ય શિક્ષણના પ્રભાવે કહે, કે બિચારી બંગાળી અબળાઓના સૌભાગ્યને લીધે કહો આ રિવાજ બંગાળામાંથી ઘણો ઓછો થઇ ગયો છે. ઇ. સ. ૧૮૯૧ માં ' સંજીવની પત્રમાં એક સૂચીપત્ર છપાયું છે ત્હેનો સાર નીચે આપીએ છીએ. બંગાળાના ૨૭૬ ગામનું એક સૂચી પત્ર જોતાં જણાય છે કે એ બધા ગામોમાં ૧૦૧૩ કુલીન ગૃહસ્થોએ ૪૩૨૩ કુલીન કન્યાઓ સાથે પાણિ ગ્રહણ કર્યું હતું. માથાદીઠ સાડાચાર વૈરીઓની રાશ આવી ! ! ( પહેલાંના સૂચીપત્રમાં માથા દીઠ સાડા પાંચની રાશ આવતી હતી એટલે કાંઇક સુધારો તો ખરો ! ) દસ, બાર, પંદર, વીસ, પચીસ, ત્રીસ, પાંત્રીસ ચાળીસ પીસતાળીસ અને પચાસ લગ્નોનો અભાવ નથી. ૬૭ વિવાહનો પણ ઉલ્લેખ છે. ફરક એટલો અવશ્ય પડયો છે કે પહેલાંની માફક અલ્પ વયનાં બાળકોનાં ઘણાં લગ્નો ઓછાં જોવામાં આવે છે. તે સિવાયના અદ્‌ભુત નમુનાઓ તો એ સૂચીપત્રમાં પણ જોવામાં આવે છે. એક ૩૪ વર્ષના યુવકના ૩૫ સ્ત્રી સાથે લગ્ન થયાં હતાં. ૨૭ વર્ષના યુવકના ૧૨,

પચ્ચીસ વર્ષનાનાં ૭, અને ૨૨ વર્ષના યુવકના આઠ લગ્નો થએલાં મળી આવે છે; અને બંગાળી કુલીનોનું નામ બિલકુલ ડુબી ન જાય એટલા માટે એ સૂચીપત્રમાં માતાનું સ્તન્યપાન કરવા યોગ ચાર વર્ષના બાળકને કંઠે ચાર સ્ત્રી રત્ન બાંધેલા જોવામાં આવે છે. !! પણ સૌથી વધારે આક્ષેપનો વિષય તો એજ છે, કે કેળવાએલા બંગાળીઓ પણ આ દુર્ગુણથી બચેલા નથી જણાતા. આ દેશમાં મળી શકતું ઊંચામાં ઊંચા પ્રકારનું ઉદાર પાશ્ચાત્ય શિક્ષણ આપીને, જે લોકો પાસેથી વિશ્વવિદ્યાલયો દેશના સુધારાની આશા રાખે છે, ત્હેમાંના દસ બાર ગ્રેજ્યુએટ મહાશયોએ પણ આ રિવાજને પોતાનો આશ્રય આપ્યો છે. ૩ એમ. એ; એલ, એલ. બી; ૧ બી. એ. એલ. એલ. બી અને બીજા બી. એ. પાસ થએલા ગ્રેજ્યુએટોએ એક સ્ત્રીની હયાતીમાં ફરીથી લગ્ન કર્યાં છે. આપણી આશાના સ્તમ્ભરૂપ ગૃહસ્થો જ્યારે આવું નીંદનીય આચરણ કરેતો પછી આપણે ઉભા રહેવાનું ઠેકાણુંજ ક્યહાં રહ્યું? શોક સાથે કહેવું પડે છે કે જ્યહાં સૂધી સ્ત્રીઓ ઉપર થતો આવા પ્રકારનો અન્યાય અટકશે નહીં, જ્યહાં સૂધી આપણા પક્ષપાત અને અન્યાયને લીધે આપણી સ્ત્રીઓ અને ભગિનીઓ, ઘરના ખુણામાં, આંસુનો વરસાદ વરસાવતીજ રહેશે ત્યહાં સૂધી ભારત વર્ષના ઉદયનો દિન દૂરજ રહેશે.

ઉપરોક્ત બનાવોનો રહેજમાત્ર ઉલ્લેખ વાંચીને આપણું હૃદય દ્રવિત થઇ જાય છે, તો બાલ્યાવસ્થાથીજ સ્ત્રી જાતિને માટે પૂજ્ય ભાવ ધરાવનાર અને તનમનધનથી ત્હેમની સ્થિતિ સુધારવાનું પ્રણ કરનાર દયાળુ વિદ્યાસાગરના ચિત્તને એ બધી ઘટનાઓ નજરો નજર જોતાં કેટલો ઊંડો ઘાગ્યો હશે? વિધવાવિવાહનું આંદોલન કરતી વખતેજ ત્હેમણે બહુ વિવાહનો રિવાજ બંધકરાવવા સંબંધી અરજી આપી હતી. પણ એ સમયમાં સિપાહી વિદ્રોહ જાગી ઉઠયાથી સરકાર એવી ચોંકી ગઈ હતી કે એકસાથે સુધારાને લગતા બે વિષયોમાં માથું મારવાનું ત્હેણે સાહસ કર્યું નહીં. વિદ્યાસાગરે પોતાનું આંદોલન

ચાલુજ રાખ્યું અને ઈ. સ. ૧૮૫૬ ની ૧૯ મી માર્ચે તે વખતના લેફ્ટેનન્ટ ગવર્નર સર સિસિલ બિડનના હાથમાં ૨૧૦૦૦ મનુષ્યોની સહીઓ સાથે એક અરજી આપી. બંગાળાના વીસ બાવીસ આગેવાનો એ ડેપ્યુટેશનમાં શામીલ હતા. ત્હેમની અરજીનો આશા ભર્યો ઉત્તર આપતાં સર સિસિલ બિડન સાહેબે કહ્યું કે '૧૮૫૭ માં જો સિપાહી વિદ્રોહ ના થયો હોય તો સરજૉન ગ્રાન્ટ સાહેબજ આ કામ પાર ઉતારત. મ્હેં એ સમયે પણ યથાસાધ્ય ચેષ્ટા કરી હતી અને હમણાં પણ કરીશ ?' પરન્તુ ઉપરી હાકેમોની સહાનુભૂતિ ન હોવાથી કે ગમેતે કારણથી એ સહૃદય સાહેબ પોતાનું વચન ચરિતાર્થ ન કરી શકયા. આ પ્રયત્ન સફળ ન થવાથી વિદ્યાસાગર મહાશયે બહુ વિવાહના ખંડન રૂપે એક ઉપયોગી પુસ્તક લખ્યું, અને ત્હેનો ખૂબ પ્રચાર કર્યો. એ ગ્રન્થમાં કોમળ સ્ત્રી જાતિનાં દુઃખ રડતાં, એમણે જે હૃદયદ્રાવક અશ્રુધારા વહેવરાવી છે, તે કોઇ પણ પાષાણ હૃદયને પીગળાવવા પુરતી છે. ત્હેમની ઇચ્છા હતી, કે પોતાના બહુ વિવાહ સંબંધી ગ્રન્થનું અંગ્રેજીમાં ભાષાન્તર કરીને, જાતે ઇંગ્લાંડ જઇને, કરોડો પ્રજાની જનનીરૂપ મહારાણી વિકટોરિયાના સદનમાં અસંખ્ય બંગરમણીઓની અશ્રુજલાંજલિ અર્પણ કરૂં અને ભારતેશ્વરીને રૂબરૂ પૂછું કે જે દેશમાં પુણ્ય શ્લોકા પરમસાધ્વી રમણીરત્ન રાજ્ય કરે છે, તે દેશની સ્ત્રી જાતિની આટલી દુર્દશા કેમ થાયછે ?

પણ બંગાળી સ્ત્રીઓના ભાગ્યમાં આ સંકટ ભોગવવાનું હજુપણ લખેલું હશે, બંગાળીઓના ચરિત્રમાંથી એકદમ એ કલંક નિવારણ કરવાની દૈવેચ્છા નહીં હોય તેથીજ પોતાના શુભ સંકલ્પને અમલમાં મુકતાં પહેલાંજ વિકાળ કાળ મહા મૂલ્યવાન વિદ્યાસાગરના દેહને ખાઈ ગયો. ! ત્હેમનો એ પરોપકારી સંકલ્પ કલ્પનામાંજ રહી ગયો !!

વિદ્યાસાગર મહાશય કેવળ વિધવાવિવાહના પ્રચાર અને બહુ વિવાહના નિવારણના પ્રયત્નો કરીનેજ બંધ રહ્યા નહીં. ભારત વાસીઓની સર્વ પ્રકારે સામાજિક ઉન્નતિ સાધવાના કાર્યમાંએ પ્રવૃત્ત થયા.

ત્હેમનું રચેલું સમાજ સંસ્કાર અને સામાજીક ઉન્નતિ સંબંધી નીચે લખેલું પ્રતિજ્ઞા પત્ર વાંચવાથી ત્હેમનો ઉદ્દેશ જણાઇ આવેછે:

## પ્રતિજ્ઞા પત્ર.

હુ ધર્મને સાક્ષી રાખીને પ્રતિજ્ઞા કરૂં છું કેઃ—

૧. કન્યાને વિદ્યાભ્યાસ કરાવીશ.

૨. અગિયાર વર્ષપૂરા થતાં સુધી કન્યાનું લગ્ન કરાવીશ નહીં.

૩. કુળવાન વંશજ, શ્રોત્રિય અથવા મૌલિક ઇત્યાદિ ભેદનો વિચાર ન કરતાં સજાતીય સપાત્રને કન્યાદાન કરીશ.

૪. કન્યા વિધવા થશે અને એની સંમતિ હશેતો ફરીથી એનું લગ્ન કરાવીશ.

૫. અઢાર વર્ષ પૂરાથતાં સુધી પુત્રને પરણાવીશ નહીં.

૬. એક સ્ત્રીની હયાતીમાં બીજું લગ્ન નહીં કરૂં.

૭. જહેની એક સ્ત્રી જીવતી હશે ત્હેને કન્યા આપીશ નહીં.

૮. જે આચરણથી પ્રતિજ્ઞા સિદ્ધિમાં અડચણ પડે એવું આચરણ કરીશ નહીં.

+ + + વગેરે વગેરે.

આપણા ગુજરાતમાં પણ આજથી લગભગ ત્રીસેક વર્ષ ઉપર સ્વર્ગસ્થ સાક્ષર નવલરામભાઇના પ્રયાસથી ‘બાળ લગ્ન નિષેધક સભા’ સ્થપાઇ હતી અને એમાં પણ ઉપલા પ્રતિજ્ઞાપત્રમાંની, વિધવા વિવાહ આદિ સિવાયની, બીજી પ્રતિજ્ઞાઓને મળતી પ્રતિજ્ઞા લેવાઇ હતી. પણ જેરી રીતે એ સભામાંના ઘણા ગૃહસ્થોએ પોતાની એ પ્રતિજ્ઞાને વિસરી જવામાં વાર લગાડી નથી તેવીજ રીત્યે વિદ્યાસાગરવાળા પ્રતિજ્ઞાપત્રમાં સહી કરનાર કેટલાક ગૃહસ્થોએ

ત્હેનો ધોળે દહાડે ભંગ કર્યો છે. ફક્ત વિદ્યાસાગર મહાશય જીંદગીના છેલ્લા દિવસ સુધી પોતાની પ્રતિજ્ઞાને દૃઢ રીતે વળગી રહ્યા હતા. એમણે પોતાની સર્વ કન્યાઓને સોળ વર્ષની વય પછી પરણાવીને કન્યા કાળની મર્યાદા વધારવાનું દૃષ્ટાન્ત બેસાડ્યું હતું.

અંગ્રેજી રાજ્યના સૂત્રપાતની સાથે સાથે ભારત વર્ષના કેળવાયલા પુરૂષોમાં જે એક મહાન્ દોષે પ્રવેશ કર્યો છે, તે સુરાપાનનો દોષ છે. એ સમયના અંગ્રેજી ભણેલા બંગાળી યુવકો મદિરાના ચુસ્ત ભક્ત બન્યા હતા. દારૂના બાટલા ઉડાવવા, અખાદ્ય પદાર્થો ખાવા, અંગ્રેજી પોશાકમાં સજ્જ થઇ હાથમાં ચિરૂટ લઇને ફરવું, એ તે સમયના યુવકોની દૃષ્ટિમાં અંગ્રેજી સભ્યતાનાં લક્ષણો ગણાતાં હતાં. મદિરાપાનની ટેવને વશ બંગ ભૂમિના રત્નસમ શિક્ષિત પુત્રોને ભર જુવાનીમાં કાળના મ્હોંમાં સપડાતા જોઇને સ્વર્ગસ્થ બાબુ પ્યારિ ચરણ સરકાર નામના ગૃહસ્થે ઈ. સ. ૧૮૬૪ માં બંગાળ મદ્ય નિષેધક સભાની સ્થાપના કરી. આ સભાના પ્રારંભથી તે પોતાના જીવનના અન્તિમ દિવસ સુધી વિદ્યાસાગર મહાશય સભાસદ હતા, અને મદ્યપાન નિવારણના કાર્યમાં પ્યારિચરણ બાબુને અત્યંત સહાયતા આપી હતી. તે ઉપરાંત પોતાના સમાગમમાં આવનાર યુવકોના ચારિત્ર્ય ઉપર બહુજ બારિક દેખરેખ રાખતા અને એમાંથી કોઇ સુરાપાનીઓની સંગતમાં ફરે છે એવો શક પડતાં એને પુષ્કળ ધમકાવી નાંખવા ચુકતા નહીં.

વિદ્યાસાગર મહાશયના પરલોકગમનના થોડાક દિવસ અગાઉ ભારતવર્ષમાં 'સંમતિવય' ના કાયદા સંબંધી ચારે દિશામાં ભારે ખળભળાટ મચી રહ્યો. સ્વદેશપ્રેમી સન્ત સ્વર્ગસ્થ આનન્દમોહન બસુ, મૃત્યુ શય્યામાં પડ્યા પડ્યા પણ રાજ્યદ્વારી આંદોલન સાથેની પોતાની જીવન પર્યન્તની સહાનુભૂતિ દર્શાવવા માટે 'ફેડરેશનહૉલ' નું વાસ્તુ કર્મ કરવા ઉત્સાહ પૂર્વક પધાર્યા હતા, તેમ વિદ્યાસાગર મહાશય પણ અત્યંત અસ્વસ્થ દેહે, ટગુમગુ થતા, હિન્દુ અબળાઓ

પ્રત્યેની કલ્યાણેચ્છા દર્શાવવા રાજ્ય ભવનમાં ઉપસ્થિત થયા અને સંમતિ વયના કાયદાના પક્ષમાં બોલતાં કહ્યું કે 'મ્હારા અભિપ્રાય મુજબ કન્યાને રજસ્વલા થતાં પહેલાં સ્વામીનો સંગ કરવાની પરવાનગી ન આવી જોઇએ. એ સમય પહેલાં સ્ત્રીનો સંગ કરનાર પતિ કાયદા પ્રમાણે સજાને પાત્ર ગણાવો જોઇએ. આમ કર્યાથી ધર્મનો લોપ થવાની જરા પણ ધાસ્તી રહેવાની નથી. બલ્કે, એથી શાસ્ત્રની આજ્ઞાની પુનઃપ્રતિષ્ઠા થશે. શાસ્ત્રમાં એવા પ્રકારનાં અન્યાય પૂર્ણ આચરણને માટે જે વ્યવસ્થા છે, તે આધ્યાત્મિક છે, અને તેથી લોકો સ્હેલાઇથી ત્હેની ઉપેક્ષા કરે છે. પણ સરકાર જો દંડ નક્કી કરે તો શાસ્ત્રની આજ્ઞા વધારે સબળ થશે.'

સંસાર સુધારા સંબંધી વિદ્યાસાગરનું આ છેલ્લુ કાર્ય હતું. બ્રાહ્મણના સર્વ પ્રધાન ગુણ, ઉદારતા અને વિચારોની સ્વતંત્રતા, વિદ્યાસાગરમાં પૂર્ણ રૂપે હતા. આજ કાલ આપણા કેટલાક ટુંકા વિચારના યુવકો એમ માનતા લાગે છે કે દેશ જનોના લાભને માટે સરકારને અણગમતી વાત કહેવાની હિંમત ધરવી એજ વીરતાનું એક માત્ર લક્ષણ છે, પણ એવા ગૃહસ્થોને હમારે નમ્રતા પૂર્વક કહેવું જોઇએ, કે સ્વદેશ બંધુઓની સાંસારિક સ્થિતિ સુધારવા માટે એમને અણગમતા, સૈકાઓ થયાં ચાલતા આવતા એમના હાનિકારક રિવાજની વિરૂદ્ધ વાત કહેવી એમાં પણ એથી વધારે નહીં તો એટલીજ ભારે હિંમત્ત જોઇએ છે. લોકનિંદા, લોકોપવાદ વ્હાલામાં વ્હાલા સગાં સંબંધી અને મિત્રોનો તિરસ્કાર, અને અજ્ઞાન, ઉચ્છૃંખલ દેશ બન્ધુઓ તરફના જાનને પણ જોખમમાં નાખનારા નીચ હુમલાઓની સ્હામે થઇને કર્તવ્ય પરાયણતા પૂર્વક દેશના કલ્યાણને માટે સંસાર સુધારાનું આંદોલન કરનારા મહાત્માઓ પણ, રાજ્યકીય વીરનરો જેટલાજ સ્તુતિ અને પૂજાને પાત્ર છે.

નિઃસ્વાર્થ વૃત્તિથી, અનેક પ્રકારના સ્વાત્મભોગ પૂર્વક સંસાર સુધારાના કાર્યમાં હાથ ઘાલવાથી કેટલા લોકોએ એમને 'નાસ્તિક'

'વિધર્મી' 'હિન્દુ ધર્મના વિદ્રોહી' આદિ કહીને પોતાની જીભને સદાને માટે કલંકિત કરી છે. પણ તે છિદ્ર શોધક મનુષ્યોએ સ્હમજવું જોઇએ, કે ઉત્તમ બ્રાહ્મણ ગણાવાને માટે જે ગુણોની આવશ્યક્તા છે તે ગુણો વિદ્યાસાગર મહાશયમાં પૂર્ણપણે વિદ્યમાન હતા. જે મહાત્માએ સંસ્કૃત ભાષાનો ઊંચામાં ઊંચો અભ્યાસ કરીને હિન્દુ ધર્મ શાસ્ત્રની વિવિધ શાખાઓનાં પુસ્તકોમાં પારંગત થવામાં સમસ્ત જીવન ગાળ્યું હતું. જહેમણે સ્નાન સંધ્યાદિ બ્રાહ્મણોનાં નિત્ય કર્મ કરવામાં કોઈ દિવસ વિક્ષેપ પડવા દીધો નહોતો. જહેમણે ભુલમાં પણ કોઇ દિવસ અખાદ્ય અને અપેય વસ્તુનો સ્વાદ ચાખ્યો નહોતો, જહેમણે દેશના અન્ય પંડિતોને કિંમતી શાલ દુશાલા ઓઢીને ફરતાં જોયા છતાં પણ, જાતે જાડું ધોતીઉં અને જાડા સાદા અંગવસ્ત્ર સાથેજ ગવર્નરો સુદ્ધાન્તની મુલાકાતો લીધી હતી, સરકારમાં માન મરતબો અને મ્હોટા પગારવાળી નોકરી મળ્યા છતાં પણ જહેમને અભિમાનનો લેશ પણ સ્પર્શ થયો નહોતો, જહેમની પાસે હિન્દુ ધર્મ શાસ્ત્રના ગુંચવાડા ભરેલા પ્રશ્નોનું નિરાકરણ કરાવવા રાજા મહારાજાઓ આવતા, ત્હેમનેજ જો આપણે ઉત્તમ હિન્દુ-આદર્શબ્રાહ્મણ નહીં કહીએ તો બીજા કોને કહીશું ! આટલા ગુણો એક સાથે ધરાવનારા કેટલા ગણ્યા ગાંઠ્યા વિપ્રો આપણને વર્તમાન કાળમાં મળી આવશે ? વિદ્યાસાગરના ચરિત્રનું નિષ્પક્ષપાત રીત્યે અવલોકન કરનાર કોણ એમ કહી શકશે કે એ મહાત્મા મનુ અને પરાશર, વસિષ્ઠ અને વિશ્વામિત્ર જેવા પૂજ્ય નહોતા ?

સંસાર સુધારાના ક્ષેત્રમાં વિદ્યાસાગરની સેવાનું સિંહાવલોકન હમે સ્વર્ગસ્થ શ્રીયુક્ત સર રમેશચન્દ્ર દત્ત. સી. એસ. આઇના શબ્દોથી કરીશું.

' અદ્યાપિ પર્યન્ત જ્યહારે સંસ્કારનું આટલું બધું પ્રાબલ્ય છે તો ત્રીસ વર્ષ પૂર્વે ત્હેનું કેટલું બળ હશે તે સહજમાં અનુભવી શકાય એમ છે. સાધારણ લોકો એવી અવસ્થામાં નિરાશ થઈ જાત,

પણ દૃઢ સંકલ્પ વાળા ઇશ્વરચન્દ્ર આશા છોડી દેનાર લોક નહોતા, એક તરફ સ્વાર્થ પરાયણતા, જડતા, મૂર્ખતા, અને બીજી તરફ વિદ્યાસાગર. એક તરફ વિધવાઓના ઉપર સમાજનો અત્યાચાર, પુરૂષોની હૃદય શૂન્યતા, નિર્જીવ જાતિની નિશ્ચલતા, અને બીજી તરફ વિદ્યાસાગર, એક તરફ સૈંકડો વર્ષોના કુસંસ્કાર અને કુરીતિનું ફળ બીજી તરફ ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગર. એક તરફ નિર્જીવ, નિશ્ચલ તેજો હીન બંગસમાજ, બીજી તરફ ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગર, એ પ્રમાણે સ્થિતિ હતી.

આપણા નિર્જીવ બંગાળી સમાજમાં એવું કામ ઘણું જોવામાં આવતું નથી. પવિત્રનામ રામમોહનરાયના પછી આવી તીવ્ર બુદ્ધિ, આવું સામાજીક દૃઢ, આવો સંકલ્પ, આવું અનુષ્ઠાન, તથા આવું સિંહવીર્ય ઘણીવાર જોવામાં નથી આવ્યાં. પુરૂષસિંહની આગળ સમાજની મૂર્ખતા અને સ્વાર્થપરતા હઠી ગયાં, એ સામાજીક યોદ્ધાએ હાથમાં અસિ લઇને માર્ગને સાફ કરીને વિધવા વિવાહ સંબંધી કાયદો જારી કરાવ્યો; વિદ્યાસાગરના ગૌરવથી દેશ પૂર્ણ થયો. વિદ્યાસાગરના વિજયથી ખરૂં જોતાં હિન્દુ સમાજના ઉપર ઉપકાર થયો. ”

સર રમેશચન્દ્ર જેવા ભારતવર્ષના પ્રસિદ્ધ ઇતિહાસકારના આ શબ્દો તથા આજ કાલ વિધવા વિવાહ જયંતિને નિમિત્તે ભારતવર્ષમાં ચારે દિશામાં પંડિત ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગરનાં ગવાતાં કીર્તનો સ્પષ્ટ રીત્યે પ્રગટ કરે છે કે એમની સેવાથી સંસાર સુધારાના કામને અસાધારણ લાભ પહોંચ્યો છે.



## પ્રકરણ ૯ મું.

### જ્ઞાન અને શિક્ષણનો પ્રચાર.

આજકાલ બંગાળામાં બ્રાહ્મણ સિવાયની ન્યાતના લોકો હિન્દુધર્મ, હિન્દુશાસ્ત્ર અને હિન્દુ તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરીને, પોતાનું આલોક પરલોકનું કલ્યાણ સાધે છે, ત્હેને માટે તેઓ મહાત્મા રામમોહનરાયના પછી ઈશ્વિરચન્દ્ર વિદ્યાસાગરના આભારી છે. પ્હેલાંના વખતમાં બંગાળામાં બ્રાહ્મણ સિવાયની જાતિઓને માટે ધર્મશાસ્ત્રના અભ્યાસનો નિષેધ હતો. બ્રાહ્મણો પોતાની ઈચ્છા મૂજબ જે કાંઈ સ્હમજાવે તેથી એમને સંતોષ માનવો પડતો. ભારતભૂમિના ગૌરવરૂપ રાજા રામમોહનરાયે ભૂદેવોની કૃપા અને ધનના ભોગે વૈદિક ધર્મ, ઉપનિષદ્‌નો ધર્મ, તથા પ્રાચીન ઋષિઓએ લાંબી તપસ્યાના બળે મેળવેલા બ્રહ્મજ્ઞાનનો જનસમાજમાં પ્રચાર કરવામાં સમસ્ત જીવન ગાળ્યું હતું. એ ઉદ્દેશથી એમણે સૌથી પહેલાં વેદાન્ત સૂત્રનો બંગાળીમાં તરજુમો કર્યો હતો. ત્હેમના મૃત્યુ પછી 'મહર્ષિ' દેવેન્દ્રનાથે પણ વેદ અને ઉપનિષદોનું રહસ્ય માતૃભાષા દ્વારા જણાવવાનો ભગીરથ પ્રયત્ન કર્યો હતો. વિદ્યાસાગરે પણ એજ દિશામાં પ્રયાસ આદર્યો. સંસ્કૃત કૉલેજમાં એમના સમય પહેલાં બ્રાહ્મણ સિવાયના અન્ય વર્ણના બાળકોને સંસ્કૃત ભાષાનું શિક્ષણ આપવામાં આવતું નહોતું. આર્યોની પવિત્ર દેવવાણીનો અધિકાર એકલા બ્રાહ્મણોનેજ મળે, એ ઉદાર વિચારના વિદ્યાસાગરને પસંદ પડ્યું નહીં. અને લોકોના ઘણા વિરોધની સ્હામે થઇને પણ બ્રાહ્મણ સિવાયની ન્યાતોને સંસ્કૃત કૉલેજમાં ભણવાની પરવાનગી મેળવી.

જે વખતે એ ઇન્સ્પેક્ટર ઑફ્ સ્કૂલ્સ હતા તે સમયમાં એક દિવસ પ્રવાસ કરતાં કરતાં પોતાની જન્મ ભૂમિ વીરસિંહમાં જઇ પ્હોચ્યા એ ગામમાં બાળકોને માટે કોઇ નિશાળ નહોતી. તેથી ત્હેમણે

એક જમીન એ કામને માટે પહેલેથી ખરીદી રાખી હતી. આવખતે ત્હેના ઉપર મકાન ચણાવવાનું કામ શરૂ કર્યું. વિદ્યાનો પ્રચાર કરવામાં ત્હેમનો કેટલો ઉત્સાહ હતો એ એટલા ઉપરથી જણાય છે કે એ મકાનનો પાયો નાંખતી વખતે ધારેલે દહાડે જ્યહારે કોઇ મજુર ન મળ્યો ત્યહારે ત્હેમણે પોતે પોતાના ભાઈઓ સાથે કોદાળી પાવડો ઉચકીને એજ દિવસે કામશરૂ કર્યું હતું. જે મહાત્માના કર કમળથી વાસ્તુ ક્રિયા કરાવીને આપણા દેશની કોઈ પણ સંસ્થા પોતાને અહો ભાગ્ય માનીશકે, તે મહાત્મા પોતાનેજ હાથે મજૂરની માફક પાયો ખોદવાનું કામ કરવા તત્પર થાય એ કેવું આશ્ચર્ય જનક ! સાદાઈ અને નિરભિમાનતાનું કેવું અપૂર્વ દ્રશ્ય ! કોઈ પણ વિઘ્ન નડવા છતાં ધારેલા કામને એક ઘડી પણ રોકવું એ એમને ઘણું ખુંચતું હતું. એક તરફ નિશાળનું મકાન બંધાવાનું કામ શરૂ થયું. બીજી તરફ ભાડાનું મકાન લઇને નિશાળ ચાલુ કરી. પાંચ સાત દિવસમાં સેંકડો વિદ્યાર્થીઓ દાખલ થઈ ગયા. એ ઉપરાંત ત્હાં એક કન્યાશાળા પણ ઉઘાડી અને ખેડુતોના છોકરાઓ માટે એક રાત્રીશાળા સ્થાપી, જેથી ત્હેમને માટે આખો દિવસ કામ કરી આવ્યા પછી રાતે ફુરસદના વખતે કેળવણી લેવાનો માર્ગ સુગમ થયો. એ બધી નિશાળોમાં કાંઈ પણ ફી લેવામાં આવતી નહોતી. એમાં એમને સાતસે રૂપિયાનું ખર્ચ થતું. પહેલાં કેટલાક દિવસ સુધીતો વિદ્યાસાગરે એ બધું ખર્ચ પોતાના ઘરમાંથીજ આપ્યું, પણ પછીથી સરકાર તરફથી પણ થોડી ઘણી મદદ મળવા લાગી. આ નિશાળ આજ પણ એમની માતાના નામ ઉપરથી ‘ભગવતી વિદ્યાલય’ તરીકે અસ્તિત્વ ભોગવે છે. ગરીબ વિદ્યાર્થીઓને પોતાનેજ ખર્ચે એ અન્ન વસ્ત્ર આપતા હતા. પોતાના વીરસિંહ ગામમાં કોઈ ડાકટર નહોતો તેથી એ પરોપકારી મહાત્માએ કેટલાક યુવકોને પોતાને ખર્ચે ડાકટરનું કામ શિખવીને વીરસિંહ ગામમાં એક ધર્માદા દવાખાનું ઉઘાડયું.

ઈ. સ. ૧૮૪૮–૪૯ માં જ્યહારે એ સંસ્કૃત કૉલેજમાં નોકર

હતા ત્હારે ત્હેમણે પોતાના મિત્ર મદનમોહન તર્કાલંકારના ભાગમાં 'સંસ્કૃત પ્રેસ' નામનું એક છાપખાનું કહાડ્યું હતું. આ છાપખાનામાં એ પોતાનાં રચેલાં પુસ્તકો વગેરે છાપતા હતા. કેટલાક દિવસ પછી તર્કાલંકાર મરી ગયા એટલે ત્હેમની સ્ત્રીને અડધા ભાગની કિંમત આપી દઇને એમણે એકલાએજ એ છાપખાનું ચલાવવું શરૂ કર્યું અને સાથે સાથે 'સંસ્કૃત ડિપોઝીટરી' નામનું એક પુસ્તક વેચવાનું ખાતું કહાડ્યું, જે હજુ સુધી ચાલે છે. આ પ્રમાણે પુસ્તકોના પ્રકાશન અને વેચાણ દ્વારા એમણે પોતાના સમયમાં જ્ઞાનના પ્રચારમાં મ્હોટી મદદ પહોંચાડી છે.

એ દિવસોમાં સરકારી નિશાળોમાં ઘણી વધારે ફી ભરવી પડતી હતી. જોકે બીજી તરફ ખ્રિસ્તિ પાદરીઓએ થોડી ફી વાળી નિશાળો ઉઘાડી હતી, પણ પોતાના છોકરાઓ ખ્રિસ્તિ થઈ જશે એવા ડરથી લોકો પોતાના બાળકોને ત્હેવાં મોકલતાં અચકાતા હતા. એટલા માટે ઇ.સ. ૧૮૫૯માં કેટલાક ઉત્સાહી બંગાળી યુવકોએ 'કલકત્તાટ્રેનિંગસ્કૂલ' નામની એક નિશાળ સ્થાપીને થોડી ફીએ શિક્ષણ આપવાની ગોઠવણ કરી. એ સ્કૂલ કમિટીમાં વિદ્યાસાગર એક સભાસદ હતા. કેટલાક દિવસ પછી જ્યહારે કમિટીથી એ નિશાળ બરોબર ન ચાલી ત્યહારે બીજા બધા સભાસદો એમના ઉપર ભાર નાંખીને ખશી ગયા. જ્યહારથી એ એના કરતા કારવતા થયા ત્યહારથી એ નિશાળની ઉન્નતિ થવા લાગી. ત્હેમણે એ નિશાળની વ્યવસ્થા માટે એક નવી કમિટી નીમી અને પોતે ત્હેના સેક્રેટરી થયા. એ કમિટીએ એ નિશાળનું નામ બદલીને 'મેટ્રોપોલિટન ઇન્સ્ટીટ્યુશન' રાખ્યું. ત્યહાર સુધી એ નિશાળમાં ફક્ત એન્ટ્રન્સ સુધીનું શિક્ષણ અપાતું હતું. વિદ્યાસાગરે કૉલેજના વર્ગો ઉઘાડવાની સેનેટ પાસે રજા માગી. શરૂઆતમાં સેનેટે વાંધો લીધો, પણ વિદ્યાસાગરે ખાત્રી કરીઆપી કે એનો વહીવટ કર કસરથી ચલાવવામાં આવશે છતાં પણ શિક્ષણ કોઇ પણ પ્રકારે બીજી સરકારી કે ખ્રિસ્તિ કૉલેજો કરતાં ઉતરતા પ્રકારનું નહીં આપવામાં આવે. બધા

પ્રોફેસરો દેશી વિદ્વાનોમાંથી પસંદ કરવાના છે એ વાત ખરી, પણ જો અંગ્રેજી ભાષા અને સાહિત્ય શિખવવા માટે અંગ્રેજ પ્રોફેસરની જરૂર પડશે તો એને રાખતાં હમે અચકાઈશું નહીં. પોતાની વિનંતિના ટેકામાં એમણે એ પણ જણાવ્યું કે સરકારની સંસ્કૃત કૉલેજમાં દેશી પ્રોફેસરો છે, છતાં પણ એનું શિક્ષણ કોઇ પણ પ્રકારે ઉતરતા દરજ્જાનું નથી. આ બધી દલિલો વ્યાજબી હતી, તથા વિદ્યાસાગરે પોતાની જીંદગી નિશાળો અને કૉલેજોનો ઉત્તમ રીતે પ્રબંધ કરવામાં ગાળી હતી એટલે કૉલેજના વર્ગો ઉઘાડવાની રજા સેનેટને આપવીજ પડી. એ કૉલેજની ઉન્નતિને માટે વિદ્યાસાગર તન મન ધનથી પ્રયત્ન કરવા લાગ્યા. સરકારી કૉલેજમાં બાર રૂપયાની માસિક ફી ભરવી પડતી હતી ત્હેને બદલે એમણે ફકત ત્રણજ રૂપિયા ફી રાખી. સારો પગાર આપીને વિદ્વાન્ દેશી ગૃહસ્થોને પ્રોફેસર નીમ્યા. પહેલેજ વર્ષે એ કૉલેજના વિદ્યાર્થીઓ એફ. એ. ની પરીક્ષામાં બેઠા ત્ય્હારે પરીક્ષાના પરિણામના અનુક્રમમાં એ કૉલેજનો નંબર બીજો આવ્યો. ઇ.સ. ૧૮૮૨માં મેટ્રોપોલિટન ઇન્સ્ટીટયુશનના વિદ્યાર્થીઓ બી. એ. ની પરીક્ષામાં બેઠા અને ત્ય્હાં પણ એમનું પરિણામ ઘણું સારૂં આવ્યું. થોડા દિવસ પછી એ કૉલેજમાંથી વિદ્યાર્થીઓ એમ. એ. અને બી. એલ. ની પરીક્ષામાં પાસ થવા લાગ્યા, અને ત્હેમનામાંના ઘણા યુવકો ભિન્ન ભિન્ન વિષયોમાં આખી યુનિવર્સિટીમાં પહેલે નંબરે પાસ થયા. સરકારી કૉલેજ સિવાય બીજી કોઇ પણ કૉલેજનું આવું ઉત્તમ પરિણામ જોવામાં આવ્યું નથી. આ બધો યશ વિદ્યાસાગરનેજ છે. કેમકે એમણે એ કૉલેજને ઉત્તમ બનાવવામાં કાંઈ પણ મણા રાખી નહોતી, પોતાના ઘરનું ઘણું ખર્ચ કરીને કૉલેજને માટે એક સારી લાઇબ્રેરી વસાવી હતી. હજારો રૂપિયાનું દેવું કરીને પણ એમણે એ કૉલેજને માટે મકાન બંધાવી આપ્યું હતું. અને એ ઋણને ત્હેમણે પોતાની હયાતીમાંજ ચુકવી આપ્યું હતું. એમની હયાતીમાંજ એ કૉલેજ સારા પાયા ઉપર આવી ગઈ હતી. ત્હેની આવક બધી એમની

પાસે રહેતી હતી, પણ એમાંથી એક પાઇનો પણ દુરૂપયોગ કર્યો નથી. કામ પડ્યે એમાંથી રૂપિયા ઉધાર લીધા હશે પણ એને વખતસર ભરી દેવામાં કદી પણ વિલંબ કર્યો નથી.

વાસ્તવિક રીતે જોતાં મેટ્રોપોલિટન ઈન્સ્ટીટયુશન વિદ્યાસાગરનું મુખ્ય સ્મારક ચિહ્ન છે. બંગાળીઓના પોતાનાજ પ્રયત્નથી ઉભી થયેલી અને પોતાનાજ અધિકારમાં ચાલતી, ઊંચી કેળવણી આપનારી કૉલેજ જેમાં સૌથી પહેલી કૉલેજ એ હતી. આપણા દેશમાં અંગ્રેજી શિક્ષણને સ્વતંત્ર રૂપે સ્થાયી કરવાનો સૌથી પહેલો પાયો વિદ્યાસાગરે આ કૉલેજ સ્થાપીને નાંખ્યો. કેવી અદ્‌ભૂત ઘટના! વિદ્યાસાગરના જીવનની કેવી વિચિત્રતા! દરિદ્ર માબાપને પેટે જન્મ લીધો હતો તો પણ એક મ્હોટા દાન કરનારા નીવડ્યા, લોકાચાર રક્ષક સનાતન ધર્મી બ્રાહ્મણ પંડિતના વંશમાં જન્મ્યા હતા, છતાં પણ લોકાચારના હાનિકારક દૃઢ બંધનોને તોડી નાંખીને સમાજને ત્હેના પાશમાંથી મુક્ત કરવાને ઘોર સંગ્રામ આરંભ્યો, અને સંસ્કૃત ભાષા ઉપરનો કાબુ અત્યંત અસાધારણ હોવા છતાં પણ, જન્મથી સંસ્કૃતનોજ અભ્યાસ કરીને એ ભાષાની સર્વોચ્ચ ઉપાધિ મેળવ્યા છતાં પણ ત્હેમણે અંગ્રેજી વિદ્યાનું સ્વતંત્ર રૂપે દેશમાં બીજારોપણ કર્યું.

વિદ્યાસાગરનું દૃષ્ટાન્ત જોઇને બંગાળા પ્રાન્તમાં બીજી પણ ઘણી કૉલેજો આપણા વિદ્વાનોએ સ્થાપી છે. સાધુ-ચરિત દેશ ભક્ત સ્વર્ગસ્થ બાબુ આનન્દ મોહન વસુની સ્થાપેલી સિટિ કૉલેજ અને વીર કેસરી બાબુ સુરેન્દ્રનાથ બેનરજીની સ્થાપેલી રિપન કૉલેજ વિદ્યાસાગર મહાત્માનાં અનુકરણનાં ઝગ હળતાં ઉદાહરણ છે.

# પ્રકરણ ૧૦ મું.

## પરોપકારનાં કાર્યો.

"દયા ધર્મકો મૂલ હે" એ પરમભક્ત કવિ તુલસીદાસનાં વચનો આપણા દેશમાં કહેવત રૂપ થઇ પડ્યાં છે. દાનનો મહિમા આર્યશાસ્ત્રોમાં ઘણીજ ઉત્તમ રીત્યે ગાયો છે, અતિથિ તથા પશુઓને માટે ભોજનનો અમુક અંશ જૂદો કહાડી મુકવાની ફરજ દૈનિક પંચ મહાયજ્ઞના વિધાનમાં પ્રત્યેક ગૃહસ્થને માથે નાંખીને જીવ દયાનો અપૂર્વ આદર્શ આર્યશાસ્ત્રકારોએ આપણી આગળ રજૂ કર્યો છે. દાનમાં પણ ઉત્તમ પ્રકારનું દાન સાત્વિક દાન ગણાય છે. એવા સાત્વિકદાનની વ્યાખ્યા કરતાં ભગવાન શ્રી કૃષ્ણ શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહે છે કેઃ—

**दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।**
**देशे काले च पात्रे च तद्दानं सात्विकं स्मृतम् ॥**

આપવુંજ જોઇએ એમ માનીને, જે પાછો ઉપકાર ન વાળી શકે તેવાને, યોગ્ય દેશ અને સમયમાં, યોગ્ય પુરૂષને જે દાન અપાય છે, તે સાત્વિકદાન કહેવાય છે.

આ દાન અને દયાનો ગુણ વિદ્યાસાગરમાં પૂર્ણ રૂપે વિદ્યમાન હતો, દીન, દુઃખી અને અનાથોને માટે તે હમેશાં અદ્વિતીય આશ્રયરૂપ હતા. એ દયાના સાગર હતા. આ દયાના ગુણનો વારસો, હમે પૂર્વે જણાવી ગયા છીએ તેમ, એમને પોતાની માતા પાસેથી મળ્યો હતો. એમની માતાનો થોડો પરિચય હમે આગળ આપી ગયા છીએ. અત્રે ત્હેમના ઉચ્ચ અભિલાષને સ્પષ્ટ રીત્યે પ્રગટ કરનાર એક વધુ ઉદાહરણ આપીશું. પાછલી વયમાં જ્યહારે આ રમણીરત્ન તીર્થવાસ કરવા માટે પૂણ્યક્ષેત્ર કાશીમાં આવી રહ્યાં હતાં, ત્યહારે એક દિવસ હિન્દી

બાષાના સર્વોત્કૃષ્ટ લેખક ભારતેન્દુ બાબુ હરિશ્ચન્દ્ર ત્હેમનાં દર્શન કરવા ગયા. ત્હેમના હાથમાં ચાંદીના દાગીના જોઈને બાબુ હરિશ્ચન્દ્ર બોલી ઉઠયા, " માજી, આટલા મ્હોટા વિદ્યાસાગરની માતાના હાથમાં રૂપાના દાગીના શોભતા નથી. એ ઉપરથી એ વૃદ્ધ સ્ત્રીએ હસીને ઉત્તર આપ્યો. " બેટા, વિદ્યાસાગરની માના હાથની શોભા તો ભુખ્યા આદમીઓને જમાડવામાં છે. જુઓ, જ્યહારે દુકાળ પડયો હતો, ત્યહારે આજ હાથે ખીચડી રાંધીને રોજ હજારો ગરીબોને ખવરાવતી હતી. " આ વાતમાં અસત્ય કાંઈજ નહોતું. કારણ કે ઈ. સ. ૧૮૬૬ ના દુકાળમાં વિદ્યાસાગરે તથા ત્હેમની માતાએ જ્હેવું દાન કર્યું હતું. ત્હેવું દાન કરવું મ્હોટા રાજા મહારાજાઓને માટે પણ મુશ્કિલ હતું. એ સમયમાં આખો દિવસ ત્હેમને ઘેર દુકાળીઆની ભીડ મચેલી રહેતી હતી. બધાંને ખવરાવીને એમનાં માતુશ્રી સ્હાંજના પહોરનાં ખાતાં હતાં. આવી દાનશીલ માતાના પુત્ર દાનશીલ કેમ ન થાય?

ઈ. સ. ૧૮૬૩ માં જ્યહારે બંગાળાના પ્રસિદ્ધ કવિ માઇકેલ મધુસૂદન દત્ત યુરોપ ગયા ત્યહારે ત્યહાં ત્હેમને રૂપિયાની ઘણી તાણ પડી. પૈસા ન હોવાથી ત્હેમની ઘણી દુર્દશા થઈ ગઈ. એટલે સૂધી કે ફ્રાન્સમાં એમને કેદ પકડાવા વારો આવ્યો. ત્હેમની સ્ત્રી અને બાળકોને અનાથાશ્રમનો આશ્રય લેવો પડ્યો. જોકે માઇકેલ મધુસૂદનનું લગભગ ચાર હજાર રૂપિયાનું હિન્દુસ્તાનમાં લ્હેણું હતું, તોપણ ઉપરા ઉપરી તાર મુકયા છતાં પણ કોઇએ જવાબ ન આપ્યો. આખરે નિરાશ થઇને ત્હેમણે આપણા વિદ્યાસાગર ઉપર પોતાની દુર્દશાનું વર્ણન કરીને એક પત્ર લખ્યો. ત્હેમણે માઇકેલના મિત્રોને ત્યહાં ઘણીએ દોડ ધામ કરી કે કોઇતો એના લ્હેણાના રૂપિયા ચુકવી આપીને ત્હેને આ આપત્તિમાંથી છોડવે. પણ બધાએ કાંઇને કાંઈ બહાનાં કહાડ્યાં. વિદ્યાસાગરની પોતાની પાસે એ સમયે ફુટી બદામ નહોતી. પોતેજ કરજદાર થઈ રહ્યા હતા. છતાં પણ એક દેશબન્ધુને આપત્તિમાંથી છોડવવા ખાતર, દેવું કરીને પણ માઇકેલની સહાયતા માટે ત્હેમણે પંદરસેં રૂપિયા ફ્રાન્સ

મોકલ્યા, અને વખતો વખત બીજી પણ દ્રવ્યની મદદ કરતા રહ્યા, આખરે પોતાના ખર્ચે માઇકેલને બેરિસ્ટરની પરિક્ષા પાસ કરાવીને કલકત્તા બોલાવ્યા. પણ આટલું દુઃખ વેઠયા પછી પણ એ સ્વેચ્છાચારી, સ્વચ્છંદી કવિ કોઈ દિવસ વિદ્યાસાગરના કહ્યા મુજબ ચાલ્યા નહીં. એ ઘણા ઉડાઉ હતા, તેમના હાથમાં રૂપિયા આવ્યા કે બે દિવસમાં સ્વાહા! એવા માણસ જોડે પાનું પડવાથી વિદ્યાસાગરને પણ અડચણ વેઠવી પડી. લ્હેણદારોથી કંટાળીને એમણે જ્યહારે માઇકેલ પાસે રૂપિયાની ઉઘરાણી કરી ત્હારે એણે કોરો કડક જવાબ આપ્યો. તેથી લાચાર થઇને વિદ્યાસાગરને પોતાના સંસ્કૃત પ્રેસનો બે તૃતિયાંશ હિસ્સો વેચી નાંખવો પડયો. *

ઈ. સ. ૧૮૬૭ માં બંગાળા પ્રાન્તમાં ઘોર દુકાળ પડયો હતો. પુત્રો વૃદ્ધ માત પિતાનો ત્યાગ કરીને, અને યુવાન જનેતાઓ કોમળ બાળકોને રસ્તામાં ફેંકી દઇને ભુખના માર્યા અન્નની શોધમાં ચાલ્યાં જતાં હતાં. પણ અન્ન કહીં મળતુ નહીં. લોકો કંદમૂળ અને પાંદડાં ખાઇને ગુજરાન ચલાવતા હતા. ચારે તરફ હાહાકાર વર્તી રહ્યો હતો. એ સમયે વિદ્યાસાગરે પ્રયત્ન કરીને સરકાર પાસેથી તો સહાયતા અપાવી એટલુંજ નહીં પણ પોતે ગાંઠનું ખર્ચ કરીને ગામે ગામ ફરીને હજારો ગરીબ ખેડુતોને અન્ન વસ્ત્ર તથા ઔષધી આપીને મરતા મરતા બચાવ્યા. એમણે પોતાને ઘેર એક અન્નછત્ર ખોલ્યું. ત્હેમાં કેટલાક ગરીબોનું પોષણ થતું હતું, ત્હેનો ખ્યાલ એટલા ઉપરથી આવશે કે બાર રસોઇઆ રાત દિવસ રાંધવાના કામમાં લાગ્યા ર્‌હેતા હતા. અને વીસ જણા પીરસવાનું કામ કરતાં કરતાં થાકી જતા હતા. આવી રીતનું દાન ચાર પાંચ મહિના સુધી ચાલુ રહ્યું. વિદ્યાસાગરે આ ગરીબ

* માઇકેલ મધુસૂદનદત્ત એક અત્યંત વિદ્વાન અને પ્રતિભાવાન પુરૂષ હતા. બંગાળી કવિઓમાં એ શ્રેષ્ટ પંક્તિમાં બિરાજે છે. એમના સંબંધી વિશેષ હકિકત માટે આજ લેખકનું લખેલું ત્હેમનું સંક્ષિપ્ત જીવનચરિત્ર જુઓ બુદ્ધિ પ્રકાશ. પુ. ૫૭ અંક ૬, જુન અને જુલાઈના.

દેશબન્ધુઓને બચાવવા માટે કેટલો બધો શ્રમ લીધો હશે તે એટલા ઉપરથી જણાઈ આવે છે કે, ડોમ, ચમાર, ભંગી, જેવી અત્યંતજ ગણાતી ન્યાતો, જ્હેમને અડકતાં પણ લોકો ઘૃણા કરે છે, ત્હેમના સડેલાં માથાંમાં એ દુકાળના સમયમાં એ પોતાને હાથે તેલ ઘાલતા હતા. એ દુકાળના સમયમાં એમણે પોતાનું સર્વસ્વ ગરીબ દુઃખીઓની સેવામાં ખરચીને હજારો ભુખે મરતા મનુષ્યોના પ્રાણ બચાવ્યા. વાક્ય વીર દેશહિતૈષી બન્ધુઓ! કહો ત્હમારામાંથી કેટલાએ સંવત ૧૯૫૬ ના દુકાળમાં ખેડુતોની આ પ્રમાણે રક્ષા કરી હતી ?! શું વિદ્યાસાગર પાસે ઘણું ધન હતું ? શું તેઓ ગર્ભશ્રીમન્ત હતા ? શું ત્હેમને ધનવાન મિત્રોની સહાયતા હતી ? ના, કાંઈજ નહીં. કેવળ સાચી લોક સેવાની પ્રબળ ઈચ્છા ત્હેમના હૃદયમાં રાત દિવસ રહેતી હતી, તેથી જ ત્હેમણે એવું ઉત્તમ કાર્ય કરી બતાવ્યું કે જ્હેવું કામ કરી બતાવ્યાનો યશ મેળવવા ગણ્યા ગાંઠ્યા દેશભક્તોજ ભાગ્યશાળી નીવડ્યા છે. સત્તરહજાર આર્ય સંતાન ૧૯૫૬ના દુકાળમાં ખ્રિસ્તિ થઈ ગયા, હજારો ખેડુતોનો નાશ થઈ ગયો, પણ અફસોસ કે આપણામાંથી એક પણ વિદ્યાસાગરના જેવો દયાળુ મહાત્મા ન નીકળ્યો ! !

દુકાળના સમયની ત્હેમની આ સેવા જોઈને બંગાળાના ગરીબ અભણ લોકો ત્હેમને વિદ્યાસાગરને બદલે "દયાસાગર" કહેવા લાગ્યા હતા. શ્રેષ્ઠ બંગ કવિ મધુસૂદન દત્તે પણ ત્હેમને "દયાસાગર" તરીકે સંબોધન કર્યું છે. અને આ વૃત્તાંત વાંચ્યા પછી કોણ કહેશે કે આ વિશેષણને એ સર્વ રીતે યોગ્ય નહોતા ?

બંગાળાની સરકારે પણ વર્ધમાન જીલ્લાના કમિશ્નર મારફતે આ પરોપકારી સેવા માટે ત્હેમનો ખાસ ઉપકાર માન્યો હતો.

પાછલી વયમાં એમની તબિયત સદા ખરાબ રહેતી હતી; એ દિવસોમાં બંગાળા પ્રાન્તમાં વર્ધમાન જીલ્લાનાં હવા પાણી ઘણાં સારાં ગણાતાં હતાં. તેથી હવા ફેર કરવા માટે એ ઘણું ખરૂં ત્યાં જઈને રહેતા હતા. દુર્ભાગ્યે ઈ. સ. ૧૮૫૫ માં બંગાળામાં મેલેરિયા તાવ

ફેલાયો ત્યારથી વર્ધમાનની આખો હવા બગડી ગઈ. આ વસવાટના સમયમાં જ્યારે કોઈ ગરીબ દુઃખી માણસ ઉપર કોઈ પણ જાતનું દુઃખ આવી પડતું ત્યારે એ હરેક પ્રકારે ત્હેના નિવારણને માટે કમર કસીને તૈયાર થઈ જતા. મેલેરિયા ફેલાયા પછી ત્હેમણે અંગ્રેજ સરકારને અને વર્ધમાનના રાજાને અરજી કરીને એક ધર્માદા દવાખાનું ઉઘડાવ્યું અને પોતે પણ બગલમાં હોમીયોપેથિક દવાની પેટી લઈને રોગીઓની ચિકિત્સા અને સુશ્રુષા કરવા લાગ્યા. ઘણા લોકોએ નજરો નજર જોયું છે કે દુબળા પાતળા, રોગી, ગંદા મુસલમાન બાળકો ત્હેમના પવિત્ર ખોળામાં સ્થાન મેળવતાં હતાં. પણ તેથી એમનું જનોઈ કે જનોઈ ધારી દેહ અપવિત્ર થતો નહીં. બ્રાહ્મણ પંડિત વિદ્યાસાગરનું આ કેવું સુંદર ચિત્ર! કેવી ઉદારતા!!

વર્ધમાનની હવા બગડવા પછી એ 'ખર્માટાંડ' નામક ગામમાં ઘણું રહેતા હતા. ત્હાં એમણે એક ઘર બંધાવ્યું હતું. ત્હાં 'સન્તાલ' નામના જંગલી લોકોની ઘણી વસ્તી છે. એ લોકો ઘણા સીધા સાદા હોય છે. સ્નેહ, મમતા અને આદર સત્કાર બતાવીએ તો એ લોકો આપણા ગુલામ થઈ રહે છે. ચાલ ચલણમાં સ્ત્રી પુરૂષ ઘણાંજ પવિત્ર હોય છે. વિદ્યાસાગરની મીઠી વાણી અને દયાળુ સ્વભાવ જોઈને એ જંગલી લોકો પણ ત્હેમને વશ થઈ ગયા હતા. બધા સંતાલોને દર મહિને એ અન્ન વસ્ત્ર અને મીઠાઈ આપતા. દુર્ગાપૂજાની વખતે તો દરેક સંતાલને જરૂર વસ્ત્ર મળતાં. એમનામાં કોઈ માંદુ પડતું તો એ ત્હેમનો ઈલાજ કરતા. એ લોકોની કેળવણીને માટે ત્હેમણે ત્હાં એક પ્રાથમિક શાળા પણ ઉઘાડી હતી. જંગલી સંતાલો પણ એમના ઉપર એટલો બધો વિશ્વાસ રાખતા કે એમનામાં પરસ્પર કોઈ વાતની તકરાર થતી તો ત્હેનો ફેંસલો કરાવવા દોડ્યા દોડ્યા વિદ્યાસાગર પાસે આવતા. ત્હેમની સલાહ વગર એ જંગલી લોકો કાંઈ પણ કામ ન્હોતા કરતા.

આપણા દેશમાં વચલા વર્ગની સ્થિતિ ઘણી ખરાબ હોય છે.

નીચલાં વર્ગોમાં જ્યહારે ઘરનું દરેક માણુસ મહેનત મજુરી કરી કમાઈ શકે છે, ત્યહારે વચલા વર્ગમાં રળનાર એક હોય છે અને ત્હેના ઉપર આધાર રાખી ખાનાર ઘણા હોય છે. તે ઉપરાંત ટુંકી આવકમાંથી એને સંસારના કર કરીઆવર પણ બહુ કરવાના હોય છે. આ સ્થિતિમાં એ પોતાના વારસોના ભવિષ્યના ભરણ પોષણ માટે ઘણું થોડું બચાવી શકે છે. અને ત્હેનું મૃત્યુ થતાં ત્હેના કુટુમ્બની સ્થિતિ ઘણી દયાજનક થઇ રહે છે. મહારાજા યતીન્દ્રમોહન ઠાકુર આદિ કલકત્તાના જાગીરદારોને ઉત્સાહ આપીને વિદ્યાસાગરે એવા મનુષ્યોની સહાયતા માટે એક 'હિન્દુ પારિવારિક વૃત્તિ ભંડાર' સ્થપાવ્યો. ત્હેમાંથી આજદિન સુધી બંગાળા પ્રાન્તમાં ઘણા ગરીબ કુટુંબોનું પોષણ થાય છે.

ત્હેમના એક મિત્રે પ્રસંગ વશ ત્હેમની પાસે 'સંસ્કૃત પ્રેસની ડિપોઝિટરી' માંગી, ત્હેમણે તરતજ તથાસ્તુ કહી દીધું. બીજે દિવસે કેટલાએ લોકોએ હજારો રૂપિયા આપીને એ ડિપોઝીટરી ખરીદવાની ઈચ્છા બતાવી પણ ત્હેમણે ચોખ્ખી ના પાડી ને કહ્યું કે એની કિંમત હવે વીસ હજાર રૂપિયા થાય તોપણ મ્હેં તો એમને દાન કરી તે કરીજ ! ' ધન્ય છે એમની દૃઢ પ્રતિજ્ઞાને ! !

ત્હેમની સ્થાપેલી મેટ્રોપોલિટન ઈન્સ્ટીટયુટમાં ઘણા ગરીબ વિદ્યાર્થીઓ મફત ભણે છે, એમાંના ઘણાને વિદ્યાસાગર પુસ્તકો તથા અન્ન વસ્ત્ર પોતાને ઘેરથી આપતા હતા. કેટલાક બદમાશો પોતાની સારી સ્થિતિ હોવા છતાં પણ, વિદ્યાસાગરને છેતરી જઇને ત્હેમની દયાનો લાભ લઈ જતા.

બંગાળામાં એક પ્રકારનું વ્રત થાય છે. એ વ્રતને દિવસે નીચ જાતિના લોકો લોઢાની અણી વડે શરીરમાં કાણું પાડીને ત્હેમાં દોરો પરોવીને ત્હેને આધારે ચક્કર ફરતા હતા. સરકારને અરજી કરીને વિદ્યાસાગરે એ ઘાતકી રિવાજ બંધ કરાવ્યો હતો.

વિદ્યાસાગરની ગરીબો પ્રત્યે કેવી સહાનુભૂતિ હતી તથા કેવી રીત્યે એ ચૂપચાપ ત્હેમને મદદ કરતા હતા તે બતાવવા હમે અત્રે

થોડાક ઉદાહરણ આપીશું.

એક દિવસ સ્હવારના પહોરમાં વિદ્યાસાગર ફરવા નીકળ્યા હતા. શહેરની જરા બહાર જતાં એમણે જોયું કે એક વૃદ્ધ સ્ત્રી અતિસાર રોગથી પીડાતી ભોંય ઉપર પડી છે; જોતાં વારજ વિદ્યાસાગર એ મળ મૂત્રમાં ખરડાયલી ડોશીને પોતાના હાથમાં ઉંચકીને લાવ્યા અને ઘણી કાળજી પૂર્વક ત્હેની ચિકિત્સા કરી. ત્હેમની સેવા ચાકરીથી એ ડોશીને આરામ થઈ ગયો. જેટલા દિવસ એ જીવતી રહી તેટલા દિવસ એને ભરણ પોષણની ફિકર રહી નહીં. વિદ્યાસાગર મહાશય નિયમિત રીત્યે ત્હેની સહાયતા માટે રૂપિયા મોકલી આપતા હતા.

એક દિવસ વિદ્યાસાગરે પોતાના એક કારકુનને કહ્યું કે ' કલુટોલા ( કલકત્તાનો એક મહોલ્લો ) માં અમુક ગલીમાં અમુક નંબરના ઘરમાં ફલાણા નામનો એક મદ્રાસવાસી આવ્યો છે. ખબર પડી છે કે ' પૈસા ટકાની તંગીને લીધે એને ઘણી અડચણ પડે છે. માટે ત્હમે જઈ ને પક્કી ખબર કહાડી આવો. ' વિદ્યાસાગરના હુકમ મુજબ કારકુન એમણે બતાવેલી જગ્યાએ પંહોચ્યો અને પહેલાં ઘરના માલિકને મળ્યો. ત્હેની આગળ એ મદ્રાસીનું નામ દેતાં વારજ એણે કહ્યું કે ' હા, મ્હારા ઘરમાં ભોંય તળીએ એ આદમી સહકુટુમ્બ વાસ કરે છે. મ્હારા એની પાસે છ મહિનાના ૩૦ રૂપિયા લ્હેણા છે, પણ એ હજુ સુધી ભાડું ચુકવી શકયો નથી, ભાડુ ચુકવ્યા વગર એ અહિંથી ખસી પણ શકતો નથી અને એટલી બધી તંગીમાં આવી પડયો છે કે બે ત્રણ દિવસથી તો આખુ કુટુંબ ભુખે ટળ વળે છે ' ઘરના માલિકની આ વાત સાંભળીને કારકુન એ મદ્રાસી પાસે ગયો તો માલૂમ પડ્યું કે એક સાંકડી ઓરડીમાં એ મદ્રાસી પાંચ છોકરીઓ અને બે ન્હાના પુત્રો સાથે એક ફાટી તુટી સાદડી ઉપર બેઠો હતો. વિદ્યાસાગરના કારકુને ખબર પૂછી તો એણે કહ્યું કે ' મ્હેં કલકત્તામાં ઘણા મ્હોટા લોકોને મ્હારૂં દુઃખ જણાવ્યું છે. પણ કોઇએ મ્હારા ઉપર દયા આણીને મ્હને એક કોડીની મદદ કરી નથી. આખરે એક

બાબુ પાસે ભિખ માંગવા ગયો. ત્હેણે ભિખ ન આપતાં એક પોસ્ટ કાર્ડ ઉપર પત્ર લખીને મ્હને આપ્યો અને કહ્યું કે ' આ શહેરમાં દયાળુ વિદ્યાસાગર છે, મ્હેં એમને ત્હારી દુર્દશાની ખબર આપી છે, આ પત્ર તું ટપાલમાં નાંખજે. મ્હેં તે મુજબ પત્ર ટપાલમાં નાંખ્યો છે. હવે મ્હારૂં નસીબ." કારકુને વિદ્યાસાગરની પાસે પાછો જઇને બધી હકીકત કહી. સાંભળતાં વારજ વિદ્યાસાગર ચોધાર આંસુએ રોવા લાગ્યા અને કારકુનને ૩૦ રૂપિયા એ મદ્રાસીના ઘર ભાડાના, દસ રૂપિયા ખોરાકના તથા નવાં કપડાં આપીને કહ્યું કે આ બધું એને આપી આવો અને પુછતા આવો કે એ પોતાને દેશ જાય તો એને કેટલું ખર્ચ પડશે. જો એને અહિં રહેવું હોય તો દરમહિને પંદર રૂપિયાની મદદ આપીશ. કારકુન પાછો મદ્રાસી પાસે ગયો અને વિદ્યાસાગરે આપેલા રૂપિયા અને વસ્ત્ર આપીને ત્હેમનો સંદેશો કહ્યો. દયાના સાગર વિદ્યાસાગરની અસીમ દયાથી ગળગળો થઇને એ દુઃખી મદ્રાસી સ્ત્રી તથા બાળકો સાથે રોવા લાગ્યો અને કહ્યું કે એક સો રૂપિયા હોય તો હમે બધાં દેશ પહોંચી જઇએ. આ ખબર મળતાંજ વિદ્યાસાગરે પોતાના કારકુનને સો રૂપિયા આપ્યા અને એ જાતે જઇને બધાંને સ્ટીમરમાં બેસાડી આવ્યો.

\+ + + + +

એક દિવસ એક સારા માણસનો છોકરો ત્હેમની પાસે આવ્યો અને ગળગળે સ્વરે કહ્યું કે "મહાશય, મ્હારે માથે ઘણું ઋણ છે. અને ત્હેમાંથી છુટવા માટે હું આપની પાસે આવ્યો છું. દસહજાર રૂપિયા નહીં હોય તો હું એનું કરજ પતવી શકીશ નહીં." વિદ્યાસાગર પાસે એ વખતે એટલું ધન નહોતું પણ કોઈની પાસેથી કરજે નાણાં લાવીને ત્હેને વિપત્તિમાંથી મુક્ત કર્યા. એમને આશા હતી કે આ સદ્ગૃહસ્થ સારા દિવસ આવ્યે રૂપિયા પાછા આપશે. પણ ત્હેણે તો ચોખ્ખો જવાબ દઈ દીધો કે, મ્હેં તો દાન ગ્રહણ કર્યું છે. નાણાં પાછા આપવા પડશે એવો વિચારજ નહોતો. વિદ્યાસાગર મહાશયે

હસીને કહ્યું કે, "એ માણસ મ્હને બનાવી ગયો." બસ એ ઉપરાંત એમણે ફરીથી કોઈ દિવસ એ માણસ પાસે રૂપિયાની ઉઘરાણી કરી નહીં.

\+ + + + +

એકવાર વિદ્યાસાગર પાલખીમાં બેસીને વર્ધમાનથી વીરસિંહ જતા હતા. ભોઇઓએ પાલખી નીચે મુકી એટલે એક બાળક ત્હેમની પાસે આવી ઉભો રહ્યો. શિશુપ્રિય વિદ્યાસાગરની દૃષ્ટિ એ બાળક ઉપર પડતાંવારજ એ બોલ્યો. "મહાશય, એક પૈસો આપો." વિદ્યાસાગરે પુછ્યું. "એક પૈસાનું શું કરીશ?"

બાળકઃ—ખાવાનું લઇને ખાઇશ.

વિદ્યા૦—'જો બે પૈસા આપું તો?' બાળક 'એક પૈસાનું આજ ખાઇશ અને એક પૈસાનું કાલ ખાઈશ.' વિદ્યાસાગર—'ચાર પૈસા આપું તો?' બાળકઃ—'બજારમાં કેરીઓ વેચીને ચાર પૈસાના બે આના કરીશ. નફાના પૈસા ખાઈશ અને મૂળ પૈસાની એ પ્રમાણે કેરીઓ લઇને વેચતો રહીશ.' વિદ્યાસાગર મહાશય બાળકની બુદ્ધિ જોઇને ઘણા ખુશ થયા તથા એને ઘણા સારા પૈસા આપીને કહ્યું કે 'આ પૈસા તું વધારી શકીશ તો ત્હને રૂપિયા આપીને દુકાન મંડાવી આપીશ.' પાછા ફરતી વખતે જ્યહારે એમણે જોયું કે એ બાળકે એ પૈસામાંથી કાંઇ પેદા કર્યું છે ત્યહારે એને દુકાન મંડાવી આપી અને ત્હેના વિવાહનું બધું ખર્ચ પોતે આપ્યું.

\+ + + + +

એક દિવસ વિદ્યાસાગર મહાશય કોઇ મિત્ર સાથે કલકત્તામાં એક સ્થળે ફરતા હતા. એવામાં નદીએથી સ્નાન કરીને આવતો એક બ્રાહ્મણ ઘણાજ શોકાતુર ચહેરે ત્હેમની પાસે થઇને જતો હતો. બ્રાહ્મણની આંખ્યોમાં આંસુ હતાં. વિદ્યાસાગર મહાશયે ત્હેને બોલાવીને પુછ્યું 'ત્હમે શા માટે રડો છો?' વિદ્યાસાગરનું જાડું ધોતીઉં, સાદી સપાટો, તથા સાધારણ દુપટ્ટો જોઇને એ બ્રાહ્મણ સ્હમજ્યો કે આ

મ્હારા જેવા દરિદ્ર બ્રાહ્મણ પાસેથી મ્હારૂં શું હળદર ફીટવાનું છે. એટલે એ કાંઇ બોલ્યો નહીં. પણ વિદ્યાસાગરે જ્યારે ઘણો આગ્રહ કર્યો ત્હારે એણે કહ્યું કે 'મ્હેં એક માણસ પાસેથી પાંચસે રૂપિયા ઉધાર લઇને છોકરીને કન્યાદાન દીધું હતું. પણ હવે એ રૂપિયા આપવાની મ્હારામાં શક્તિ નથી. ઋણદાતાએ કચેરીમાં મ્હારા ઉપર ફરિયાદ માંડી છે.' બ્રાહ્મણને વિદ્યાસાગરે પુછ્યું 'મુકદ્દમો કઇ તારિખે છે?' બ્રાહ્મણે કહ્યું 'પરમ દિવસે' ધીમે ધીમે વિદ્યાસાગરે વાતચીતમાં મુકદ્દમાનો નંબર, બ્રાહ્મણનું નામ, ઠેકાણું વગેરે બધું પુછી લીધું. બ્રાહ્મણ ચાલ્યો ગયો. પાછળથી વિદ્યાસાગરે પોતાના સાથીને એ મુકદ્દમા સંબંધી ખરી હકીકત શોધી લાવવા કહ્યું. તપાસ કરતાં માલૂમ પડયું કે બ્રાહ્મણની વાત ખરી છે. વ્યાજ સાથે એને ૨૪૦૦ ચોવીસેં રૂપિયા આપવાના હતા, એટલી રકમ વિદ્યાસાગરે કચેરીમાં બ્રાહ્મણના નામે ચુપચાપ જમા કરાવી દીધી. અને કચેરીના બધા કારકુનોને આગ્રહ પૂર્વક કહી દીધું કે મ્હારૂં નામ કોઇ પણ દિવસ પ્રગટ કરશો નહીં. મુકદ્દમાને દિવસે બ્રાહ્મણ કચેરીમાં ગયો. તો ખબર પડી કે પુરૂષોત્તમે ત્હેનું દેવું ચુકવી આપ્યું છે. જે કલકત્તા શહેરમાં મ્હોટા મ્હોટા લક્ષાધિપતિઓમાંથી કોઇએ ત્હેને એક કોડી આપી નહોતી તે શહેરમાં આવી રીતે ગુપ્તદાન કરનાર ધર્માત્મા વસે છે એ જાણી એ બ્રાહ્મણને કેટલો આનંદ થયો હશે.!

\+ + + + +

એક વખત એક સારા ઘરનો યુવક (નાટોર જીલ્લાનો પોલિસ સબ ઇન્સ્પેકટર) વિદ્યાસાગરના કોઈ મિત્રને લઇને એમને ઘેર ગયો. એ મિત્રે વિદ્યાસાગરને કહ્યું કે 'કાલે સ્હાંજે આપને મળવા હમે આવ્યા હતા પણ દર્શન થયાં નહીં. આ સદ્‌ગૃહસ્થ ઘણી મ્હોટી આફતમાં છે. એક મુકદ્દમામાં એ નિરપરાધી હોવા છતાં પણ ૭ મહિનાની કેદનો હુકમ મળ્યો છે. અને એ હુકમ રદ કરાવવા હાઇકોર્ટમાં અપીલ કરી છે. એ કેસમાં એમની તરફથી વકીલાત કરવાને

માટે મનોમોહન ઘોષ મહાશય સાથે સાતસેં રૂપિયા ઠરાવ્યા છે. એને ગામથી કાલે નાણું આવવા જોઇતા હતા પણ હજુ આવ્યા નથી. આજે સુનાવણીનો દિવસ છે. આપ કૃપા કરીને મનોમોહનઘોષ સાહેબને ભલામણનો પત્ર લખો કે હમણાં એનો કેસ લ્હડે, પછીથી રૂપિયા આવી જશે. એક અઠવાડીઆમાં રૂપિયા આવી જશે. વિદ્યાસાગરે બધી વાત સાંભળ્યા પછી થોડોક વિચાર કરીને કહ્યું 'ભાઈ, મ્હારાથી એ કામ બનશે નહીં, જે માણસનો એક પગ જેલમાં અને એક પગ બહાર છે ત્હેના રૂપિયા ઉધાર રાખી કામ કરવા માટે મ્હારાથી કેમ કહેવાય? અને એમના મનમાં પણ શો વિચાર આવે? વળી ઘોષમહાશય વિલાયત ગયા તે સમયે મ્હારે ત્હેમની સાથે કેટલોક સંબંધ હતો, ત્હાર પછી હમે ઘણી થોડીવાર મળ્યા છીએ, તો એકાએક આવી ભલામણ કરતાં કેમ હિંમત ચાલે? ત્હમે જાતેજ ઘોષ મહાશયની પાસે જઇને બધી હકીકત કેમ નથી કહેતા? સાંભળ્યા પ્રમાણે એતો ઘણા પરોપકારી ગૃહસ્થ છે. ગરીબોના બેલી છે. જો મ્હેં આટલા બધા વર્ષોમાં કોઇપણ દિવસ કોઇને પણ માટે એમને કદી ભલામણ કરી હોત, તો આજ જરૂર વગર આનાકાની એ ત્હમારે માટે ભલામણ કરત."

એ વિપત્તિગ્રસ્ત યુવક અશ્રુપૂર્ણ નયને વિદ્યાસાગરની તરફ જોઇને બોલ્યો 'સાંભળ્યું છે કે જહેને બચવાનો કોઇ પણ આરો નથી હોતો ત્હેને અહિંયાં આશરો મળે છે. મ્હારે એ પણ ગયો.' સાગરને દયા આવી. આર્દ્ર હૃદયે એ પત્ર લખવા બેઠા.

"My dear Ghose" એટલું લખ્યા પછી કલમ આગળ ચાલી નહીં. બે ત્રણ મિનિટ એમનેએમ ચાલી ગઈ એટલે એમણે કહ્યું 'ના, આ કામ મ્હારાથી નહીં થાય.' એ દુઃખી મનુષ્ય બિચારો રોવા લાગ્યો અને કહ્યું 'ત્હારે શું હું જેલમાંજ જઈશ? આ નિરાશા ભર્યા આર્દ્ર શબ્દો વિદ્યાસાગરના હૃદયમાં આરપાર નીકળી ગયા. ત્હેમણે અશ્રુપાત કરીને શું કર્યું? વાંચકો સાંભળવા માંગો છો?

એ દિવસે એમની પેટીમાં એક કોડી નહોતી. પણ પેટીમાંથી એક ચેકબૂક કહાડીને બેંકના ઉપર સાતસેં રૂપિયાનો ચેક લખી આપ્યો અને કહ્યું કે ' બેંકમાં મ્હારે ખાતે રૂપિયા જમા નથી. આ ચેક મિત્ર મહાશયને આપીને કહેજો કે કાલે સાડાઅગિયાર વાગ્યા પહેલાં આ ચેકને બેંકમાં મોકલે નહીં. હું આજના દહાડામાં ગમે તેમ કરીને બેંકમાં રૂપિયા ભરી દઇશ.' આ પોલિસ સબઇન્સપેક્ટર એ મુકદ્દમામાં છુટી ગયો. હાઇકોર્ટ તરફથી ત્હેને સજા માફ કરવામાં આવી અને એણે સાતને બદલે ચાર દિવસમાંજ વિદ્યાસાગરના રૂપિયા પાછા ભરી દીધા.

\+ \+ \+ \+ \+

પોતાની મંદ પ્રકૃતિના દિવસોમાં વિદ્યાસાગર ઘણુા દિવસ ' ફરાસડાંગા ' નામના ગામમાં રહ્યા હતા ત્હાં એક દિવસ નદી તીરે ફરતા ફરતા એમણે એક બાઇને ખોળામાં બાળકને લઇને ફરતી જોઈ. છોકરાને જોતાં જોતાં વિદ્યાસાગરની દૃષ્ટિ એ બાળકના પગ ઉપર પડી. ત્હેના બન્ને પગની આકૃતિ બરોબર નહોતી. કારણુ પૂછતાં માલૂમ પડયું, કે જન્મથીતો બન્ને પગ બરોબર હતા પણ પાછળથી કોઈ રોગને લીધે એક પગ દિવસે દિવસે ક્ષીણુ થતો જાય છે. એ સ્ત્રીએ વિદ્યાસાગરના પ્રશ્નના જવાબમાં એ પણ કહ્યું કે એના મા બાપે પોતાની શક્તિ અનુસાર ઘણાં દવાદારૂ કર્યાં છે પણ રોગ જરાયે મટતો નથી, વધતોજ જાય છે. વિદ્યાસાગરને લાગ્યું કે એ છોકરાને કલકત્તા લઇ જવાય તો ત્હાંના પ્રવીણ ડાકટરોની દવાથી કાંઇ ફાયદો થશે. તેથી એમણે છોકરાનાં મા બાપને ઘણો આગ્રહ કરીને કલકત્તા મોકલ્યા. ત્હેમના રહેવાનો, ખાવાપીવાનો, દવાદારૂનો બધો બંદોબસ્ત પોતે કરી આપ્યો. એ લોકો ત્રણચાર મહિના રહ્યા. અને ત્હેમના ખર્ચના ચારસેં પાંચસેં રૂપિયા વિદ્યાસાગરે પોતાના ઘરમાંથી આપ્યા. એ છોકરાનો પગ સુધર્યો નહિ પણ એથી વધારે ક્ષીણુ થતાં અટક્યો.' રોગ આગળ વધ્યો નહિ એજ એ બાળકને લાભ થયો. લોકોના

સુખ અને સ્વાસ્થ્યને માટે વિદ્યાસાગર ગમે તેટલું ખર્ચ કરતાં પણ અચકાતા નહી એ બતાવવા આ ઉદાહરણ બસ છે.

+ + + + +

ફરાસડાંગા નિવાસ વખતે એક દિવસ એક અન્ધ મુસલમાન ભિખારી પોતાની સ્ત્રીનો હાથ પકડીને ત્હેમની પાસે આવ્યો. આખા શહેરમાં ફરવા છતાં એને મુઠી અન્ન મળ્યું નહોતું. વિદ્યાસાગરે ત્હેની સ્થિતિ ઉપર દયા લાવીને થોડા પૈસા આપીને કહ્યું 'આજ શું ખાવાની ઇચ્છા થઇ છે?' મુસલમાન ભિક્ષુક બોલ્યો 'મ્હેં ઘણા દિવસથી પુરીને હજી ખાધું નથી. આજેતો એ ખાવાની ઇચ્છા છે' વિદ્યાસાગરે તરત પોતાની કન્યાને હાથે ગરમાગરમ પુરી તળાવીને ભિક્ષુક અને ત્હેની સ્ત્રીને પેટભરીને ખવરાવ્યું. એટલુંજ નહીં પણ હાથમાં બે રૂપિયા રોકડા આપીને કહ્યું કે 'દર રવિવારે અહિં આવીને પુરી જમી જજો.' આ ઉપરાંત એના ઘરના ભાડાના દર માહને આઠ આના પણ એમણે મોકલી આપવા માંડયા. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે દાન કરતી વખતે એ જાતિભેદ, શ્રેણીભેદ કે સંપ્રદાયભેદ કદી રાખતા નહીં.

વિદ્યાસાગરની દયા અને પરોપકારનાં કામોનો સંપૂર્ણ ઉલ્લેખ કરવા બેસીએ તો એક બીજું સ્વતંત્ર પુસ્તક થાય. ત્હેમના પ્રત્યેક દાનમાં કાંઇક નવિનતા અને વિશેષતા રહેલી છે. કોઇ પણ દિવસ દુઃખીનું દુઃખ નિવારણ કરતાં એ વિમુખ થયા નથી. મનુષ્યનું દુઃખ સાંભળતાંજ ત્હેમના સરળ હૃદયમાં દયાનો સંચાર થતો. દયા કરતી વખતે એ ધનવાન કે દરિદ્ર, સારો કે ખોટો, પુરૂષ કે સ્ત્રી, સતી કે સ્વૈરિણી કશાનો વિચાર કરતા નહીં. વગર કહ્યે પારકાંઓનું દુઃખ જાણી લેઇને, કોઇ પણ પ્રકારની કીર્તિ કે પ્રત્યુપકારની આશા રાખ્યા વગર ગરીબોને એ જેટલી કાળજીથી દાન કરતા તથા દુઃખી અને રોગીઓની સેવા કરતા, તેટલી કાળજી પરોપકારને માટે રાખનારા આપણા દેશમાં ઘણાજ થોડા મનુષ્યો છે.

આપણે આ જીવન ચરિત્રમાં ઘણી જગ્યાએ જોઇ ગયાછીએ કે વિદ્યાસગર એટલી સ્વતંત્ર પ્રકૃતિના હતા કે માન અકરામની એમને જરા પણ પરવા નહોતી. પણ જે લોકોને સન્માનની બિલકુલ પરવા નથી હોતી એવા મનુષ્યોની પછાડી માન પણ દોડયું દોડયું આવે છે. વિદ્યાસાગરના આ સર્વ ગુણોને લીધે બ્રિટિશ સરકાર એમનું ઘણું માન રાખતી હતી એ હમે આગળ જણાવી ગયાછીએ. ઇ. સ. ૧૮૮૦ ની ૧ લી જાનેવારીએ વિદ્યાસાગર મહાશયને સી. આઈ. ઇ. ની પદવીથી વિભૂષિત કરી ને સરકારે ત્હેમના તરફની પોતાની સન્માન વૃત્તિની જાહેર રીતે ખાત્રી કરીઆપી. વિદ્યાસાગરે એ ખિતાબ સ્વીકારવાનું ના મંજુર કર્યું પણ કેટલાક મિત્રોના આગ્રહથી પરાણે એ ખિતાબ સ્વીકાર્યો; છતાં પણ એ એટલાબધા નિસ્પૃહી હતા કે ખિતાબની સનદ લેવા જાતે દરબારમાં નહોતા ગયા.

## પ્રકરણ ૧૧ મું.

### કુટુમ્બ તથા મિત્રો સાથેનોસંબંધ.

વિદ્યાસાગર ઘણાજ માતપિતા વત્સલ હતા. ત્હેમની પિતૃભક્તિ અને માતૃપૂજાનો આભાસ આ જીવન ચરિત્રમાં ઘણીવાર થઇ ચુકયો છે. જનકજનનીને સુખી કરવાં એજ એમના જીવનનું મુખ્ય લક્ષ હતું. પોતાના અનેક પ્રકારનાં સુખ વૈભવને માતપિતાના આરામ આગળ તુચ્છ ગણતા. આથી કરીને ત્હેમને સંસારનું પુરૂં સુખ ભોગવવામાં ઘણીવાર અડચણ પણ પડતી. પણ એતો માતપિતાને દેવતા તરીકે પૂજતા. માબાપ ઉપર એટલી બધી ભક્તિ રાખનારા આજકાલ ઘણા થોડાજ જોવામાં આવે છે.

પણ હમને લખતાં ઘણો ખેદ થાય છે કે, સંયુક્ત—મજીયારા—કુટુંબોમાં જે સઘળી અગવડો અને કુટુંબ ક્લેશનો સંભવ રહે છે તે ક્લેશમાંથી વિદ્યાસાગર જેવા પરોપકારી મહાત્મા પણ બચી શક્યા નહોતા. એટલું ખરૂં કે એમના પિતા ઠાકુરદાસ ઘણા સ્હમજુ માણસ હતા, અને ભાઇઓમાં જરા પણ ઉંચાં મન જોતા તો તરત બધાને સ્હમજાવીને કુટુંબની શાન્તિમાં ખલેલ પડવા દેતા નહીં. પિતામાતાની હયાતીમાં વિદ્યાસાગરે ઘરના ખર્ચનો બધો વહિવટ પિતાના ઉપર અને ઘરની અંતર્ વ્યવસ્થાનો પ્રબંધ માતા ભગવતી દેવી ઉપર સોંપ્યો હતો. પણ એ બન્ને જણાંને પુત્ર ઉપર એટલો વિશ્વાસ હતો કે તેઓ પુત્રને પુછ્યા વગર કોઈ કામ નહોતાં કરતાં. પરસ્પર વિશ્વાસને લીધે ઘરસંસારનું કામ ઠીક ચાલતું. પણ આ પ્રમાણે સંસારનું ગાડું સીધું ચાલતું હતું એવામાં એમના પિતા ઠાકુરદાસે જન્મભૂમિ અને ઘરબારનો ત્યાગ કરીને કાશીવાસ કરવાની ઇચ્છા દર્શાવી. વિદ્યાસાગર એ સમયે મુર્શિદાબાદની પાસેના એક ગામમાં હતા. પિતાનો આવો વિચાર, ભાઇના પત્રદ્વારા જાણીને, એમને ઘણોજ ખેદ થયો. એમણે તરતજ ભાઈ શંભુચન્દ્રને લાંબો પત્ર લખ્યો કે ગમે તેમ કરીને પિતાજીને સ્હમજાવો કે એકલા કાશીવાસ કરવાનો વિચાર મુલતવી રાખે. શંભુચન્દ્રે એ પ્રમાણે પિતાને ઘણુંએ સ્હમજાવ્યું પણ ઠાકુરદાસે કાંઈ માન્યું નહીં. એના કારણમાં વિદ્યાસાગરના ભાઈ શંભુચન્દ્ર લખે છે કે ' પિતાજીને એક રોજ રાત્રે સ્વપ્ન આવ્યું હતું કે થોડા દિવસમાં વિદ્યાસાગરને નાના પ્રકારની અડચણો નડશે, વીરસિંહનું ઘર બળી જશે, ઈશ્વરચન્દ્રને ભાઇઓ તથા સગાંઓ સાથે વિરોધ થશે. ' એટલા માટે પુત્ર પરિવાર, વાડી વસ્તાર ને ખુશી આનંદમાં છોડી જઇને કાશીવાસ કરવો એજ ઠાકુરદાસને યોગ્ય લાગ્યું. સ્વપ્નની વાત કાંઈ હમેશાં ખરી હોતી નથી. પણ દૈવસંયોગે, ઠાકુરદાસના આ સ્વપ્નની બધી વાત ખરી પડી.

પિતાનો કાશીવાસ કરવાનો વિચાર દૃઢ છે એવું જાણીને વિ-

દ્યાસાગર તાબડતોબ ઘેર આવ્યા. પિતાનો સંકલ્પ બદલાવવા ઘણોએ યત્ન કર્યો, અનેક વિનંતિ કરી, આંસુ પાડ્યાં, પણ પિતાની પ્રતિજ્ઞા ફેરવાઇ નહીં. આખરે પિતાની ઈચ્છાને અનુસરીને ત્હેમને પોતાની સાથે કલકત્તા લઇ ગયા. અને ત્ય્હાંથી કાશી મોકલી આપ્યા. ત્ય્હાં એમને માટે રહેવાનો તથા ખાવા પીવાનો બધો બંદોબસ્ત કરી આપ્યો. ત્હેમને ખર્ચ માટે નિયમિત સમયે રૂપિયા મોકલી આપતા અને શરીરે જરા પણ પીડા થતી તો પોતે જાતે જઇને ખબર કહાડી આવતા.

ભાઇઓના ઉપર વિદ્યાસાગરનો પ્રેમ કાંઇ ઓછો નહોતો. આખા જગત્ના ઉપર પ્રેમ રાખનાર, હરકોઇ શખ્સનું દુઃખ ફેડનાર મ્હાત્માનો સ્નેહ પોતાના સહોદર ઉપર ઓછો હોય એ સંભવેજ કેમ? એક ઘરમાં રહેવાથી બધાને અડચણ પડે એટલા માટે એમણે દરેક ભાઇને જુદું જુદું ઘર બંધાવી આપ્યું હતું. પણ શોકનો વિષય એ છે કે, પૈસા ખર્ચવા છતાં પણ, કુટુંબમાં સુલેહ જાળવી રાખવાનો વિદ્યાસાગરનો મનોરથ સફળ થયો નહીં.

ઈ. સ. ૧૮૯૯ ના ચૈત્ર માસમાંની એક રાતે વિદ્યાસાગરનું બાપીકું ઘર સળગી ગયું. આ વાતની ખબર પહોચતાં વિદ્યાસાગર ઘેર ગયા અને માતાને પોતાની સાથે કલકત્તા આવવા આગ્રહ કર્યો, પણ એમણે ગરીબ, નિરાશ્રિત, વિદ્યાર્થી બાળકોની અડચણનો તથા પડોશીઓના દુઃખનો ઉલ્લેખ કરીને સાથે આવવાની ના કહી.

વિદ્યાસાગરે ભાઇઓને જન્મથીજ પોતાની જાત કરતાં વધારે વ્હાલા ગણીને ઉછેર્યા હતા છતાં તેઓ ત્હેમને દુઃખ દેવા ચુક્યા નથી. ત્હેમના વચલા ભાઈ સ્વર્ગસ્થ દીનબન્ધુએ તો ત્હેમના ઉપર ખોટો મુકદ્દમો પણ માંડયો હતો. અને ત્હેમના સંસ્કૃત પ્રેસમાં ભાગ પડાવવા યત્ન કર્યો હતો. એજ બન્ધુને કેટલાક સમય પૂર્વે સિફારશ કરીને એમણે ડેપ્યુટિ મેજીસ્ટ્રેટનો હોદ્દો અપાવ્યો હતો.

આ ઉપરાંત બીજા પણ જે જે કામોમાં એમણે પોતાના સગાં ભાઇઓ ઉપર વિશ્વાસ મુકયો હતો, તે બધાં કામો એમણે બગાડયાં હતાં.

આ સર્વ કારણથી સંસાર ઉપરથી એમનું ચિત્ત ઉઠી ગયું અને બાકીનું આયુષ્ય એકાન્ત સેવનમાં ગાળવાનો નિશ્ચય કર્યો. આ ઉદ્દેશથી એમણે માતુશ્રીને, પ્રિય પત્ની દીનમયી દેવીને, ભાઇઓને તથા ગામના પટેલને પત્ર લખ્યા અને બધાની પાસે છેવટની વિદાય અને ભુલચુક-ની વિનય પૂર્વક ક્ષમા માંગી. જતી વખતે પણ એમણે દરેક ભાઇના કુટુંબ નિર્વાહ માટે અમુક રકમ બાંધી આપી. પિતાજીને પણ પોતાના આ નિશ્ચયની ખબર આપી.

વિદ્યાસાગરનાં સગાં વ્હાલાંઓએ એમના પુત્ર નારાયણચન્દ્રની વિરૂદ્ધ એમના કાન ખૂબ ભંભેર્યા હતા. પોતાનાજ જેવા બધાને સત્ય-વાદી માનનાર વિદ્યાસાગરે એમની વાત ઉપર વિશ્વાસ રાખ્યો. યુવાવસ્થાના જોશમાં પુત્રથી કાંઇ અવિચારી કૃત્ય પણ થયું હશે. પણ ત્હેની સજા તરીકે, પુત્રને દીર્ઘકાળ સુધી પોતાનાં સ્નેહ અને મમતાથી વંચિત રાખીને વિદ્યાસાગરે એને ઘણી સખ્ત સજા કરી છે.

પોતાનાં કૃત્યો માટે પશ્ચાત્તાપ કરી પિતૃસુખને માટે તલસતા પુત્રે લખેલા કરૂણાજનક પત્રો ગમે તેવા પાષાણ હૃદયના મનુષ્યનું ચિત્ત પીગળાવે એવા છે. સ્થળ સંકોચને લીધે હમે એ કરૂણા રસમય પત્રોને અહિં ઉતારી શકતા નથી પણ વિદ્યાસાગરના વિસ્તૃત જીવન ચરિત્રમાંથી તે વાંચી લેવા ભલામણ કરીએ છીએ. પુત્રનો અંતઃકરણનો પશ્ચાત્તાપ જોઇને, પિતૃ વિયોગથી ત્હેના હૃદયમાં થતા અસહ્ય ખેદને અનુભવીને, વિદ્યાસાગરે પાછલા દિવસોમાં પુત્રને પોતાની સેવા-માં આવવાની રજા આપી. આ સ્થળે એ પણ કહેવું જોઇએ કે પુત્ર ઉપર ત્હેમની અવકૃપા હતી તે સમયે પણ પુત્રવધુ તથા પૌત્ર પૌત્રી ઉપરનો ત્હેમનો સ્નેહ કદી ઓછો થયો નહોતો. સર્વદા ત્હેમને પત્ર લખતા રહેતા, ત્હેમની ખબર પુછતા, સલાહ આપતા અને આર્થિક સહાય પણ આપતા.

ઠાકુરદાસના કાશીવાસ પછી ઇ. સ. ૧૮૭૦ માં વિદ્યાસાગરનાં માતા એકવાર પતિને મળવા કાશી ગયાં હતાં અને ઉત્તર હિંદુસ્તાનનાં

બીજાં તીર્થોની યાત્રા કરીને કાશી આવીને પતિને પોતાની સાથે દેશમાં પાછા આવવાનો ઘણો આગ્રહ કર્યો. પણ ઠાકુરદાસે સંમતિ દર્શાવી નહીં અને પત્નીને પણ કાશીમાંજ રહેવાનું કહ્યું. ત્હેના ઉત્તરમાં એમણે કહ્યું કે 'ત્હમારે તો હજુ ઘણીવાર છે. હું અહિં કાશીમાં આવીને ત્હમારી આંખ આગળજ મરીશ, મ્હારા પછી ત્હમે જશો. તેટલા માટે કહુછું કે હજુવાર છે, ઘેર ચાલો' ભગવતી દેવીનાં આ વચનો દેવવાણીની પેઠે ખરાં પડ્યાં. ભગવતી દેવી વીરસિંહ પાછાં ગયાં પછી કેટલેક દિવસે ઠાકુરદાસ માંદા પડ્યા અને મૃત્યુકાળ સમીપ આવ્યો છે એમ ધારીને વીરસિંહ ગામ ખબર મોકલ્યા. તે પ્રમાણે બંગાળી સંવત ૧૨૭૭ ના ફાગણ શુદી બીજને દિવસે વિદ્યાસાગરના બે ભાઇઓ માતાને લેઇને કાશી ગયા. બીજી તરફથી વિદ્યાસાગર પણ કામકાજ છોડીને કાશી પંહોચ્યા, સારી રીત્યે સેવા ચાકરી તથા ઓસડ વેસડ કરવાથી ઠાકુરદાસ સાજા થઈ ગયા. ફાગણ શુદી ૧૫ ને દિવસે, માતા તથા ભાઇઓને પિતાની સેવા ચાકરી માટે કાશીમાં રાખી આવીને વિદ્યાસાગર કલકત્તા પાછા આવ્યા. ઠાકુરદાસનું શરીર પૂર્ણ આરોગ્ય થયું, પણ ફાગણ ચૈત્ર બે માસ કાશીવાસ કર્યા પછી ભગવતી દેવીને વિશુચિકા—કૉલેરા—રોગ લાગુ પડ્યો. અને પુત્ર પુત્રી, પૌત્ર પૌત્રી, દૌહિત્ર દૌહિત્રી, તથા સગાં સંબંધીઓને પોતાની ચારે તરફ સુપ્રસન્ન વદને બેઠેલાં જોઈ, પતિના ચરણની રજ માગતાં માગતાં બધાને આશિર્વાદ આપતાં આપતાં એમની લોકલીલા સંવરણ થઈ ગઇ. ઠાકુરદાસે આ વૃદ્ધવયે પત્નીને આશિર્વાદ આપતાં કહ્યું કે "ત્હને હું બીજો શો આશિર્વાદ આપું ! તુ પુણ્યવતી સ્ત્રી, પોતાનાં પુણ્યના બળ વડે પોતેજ આગળ ચાલી. ત્હારીજ જીત થઈ."

જનનીના મૃત્યુ સમાચાર સાંભળીને ઈશ્વરચન્દ્ર આકુળવ્યાકુળ થઇ ગયા. એક બાળકની માફક માતૃવિયોગથી એ રોતા હતા. મૃત્યુ સમયે પોતાથી જનનીની સેવા ન થઇ શકી એ વિચારથી એમને ઘણો ક્ષોભ થયો. કાશીમાં ગંગાતીરે માતૃશ્રાદ્ધ કરીને એક વર્ષ સુધી

સર્વે પ્રકારનાં સુખનો ત્યાગ કર્યો. પોતાનાજ હાથે રાંધીને એક વાર નિરામિષ (માંસ માંછલી વગરનું) ભોજન કરતા, કોઇક વખત શરીર બહુજ અસ્વસ્થ હોવતો ત્હેમની પત્ની દીનમયી રાંધી આપતાં. એક વર્ષ સુધી જોડા, છત્રી, અને કોમળ શય્યાનો ત્યાગ કર્યો હતો. ઘણા કાળ સુધી જનનીના મૃત્યુ શોકને લીધે એકાંત વાસ કર્યો હતો. માતાના મૃત્યુને ઘણો કાળ વીતી ગયા પછી પણ જ્યહારે કદી જનનીના ગુણનો ઉલ્લેખ થતો ત્હારે બાળકની માફક ત્હેમની આંખમાંથી આંસુની ધારા વહેવા લાગતી.

જનનીના મૃત્યુ પછી વિદ્યાસાગર ઘણા વખત સુધી કાશી ગયા નહીં. પણ પિતાજીની તબિયત બગડવાના સમાચાર મળતાં વારજ ત્હાં પહોચ્યા. પિતાજીની અત્યંત કાળજીપૂર્વક સેવા સુશ્રુષા કરી, પણ ઇ. સ. ૧૮૭૯ ની ૧૧ મી એપ્રિલે ઠાકુરદાસ બંદોપાધ્યાયે આ સંસારનો ભાર સુયોગ્ય પુત્ર ઇશ્વરચન્દ્રના હાથમાં સોંપીને, દેહ ત્યાગ કર્યો. પિતાના મૃત્યુ સમયે પણ એમણે બાળકની માફક રોદન કર્યું અને ત્હેમના શબને પોતાની ખાંધ ઉપર લઈ જઇને કાશીના પરમપવિત્ર મણિકર્ણિકાઘાટ ઉપર ત્હેમનો અગ્નિસંસ્કાર કર્યો. અંત્યેષ્ટિ ક્રિયા સમાપ્ત કરીને, તથા યથાવિધિ સ્નાન તર્પણાદિ કરીને એ ઘેર આવ્યા. ઈશ્વરચન્દ્રે જીંદગી પર્યન્ત માતપિતાને દેવરૂપ ગણ્યાં હતાં, ત્હેમને સર્વે પ્રકારે સુખ આપવું, ત્હેમની સર્વે ઇચ્છાઓને પૂર્ણ કરવી એનેજ એમણે પોતાનો ધર્મ માન્યો હતો. મધુર મૂર્તિ માતૃદેવી પ્રહેલેથીજ સ્વર્ગે સીધાવ્યાં હતાં. આજ દૃઢ પ્રતિજ્ઞ, સદાચારી અને ન્યાયનિષ્ઠ પિતૃદેવને પોતાને હાથે સ્મશાનમાં ભસ્મરૂપ કરી આવ્યા. આથી એમનું પિતૃભક્ત હૃદય બાળકની માફક મુક્ત કંઠે રૂદન કરે એ કેવળ સ્વાભાવિકજ હતું. માનસિક ઉદ્વેગને લીધે ત્હેમનું શરીર પણ બગડવા માંડ્યું. કોલેરાનાં ચિહ્ન જણાવા લાગ્યાં તેથી સંબંધીઓએ સલાહ આપીને ત્હેમને કાશીથી કલકત્તા મોકલી આપ્યા. અને ત્હાં ગયા પછી ત્હેમને આરામ થઇ ગયો.

વિદ્યાસાગરનું મિત્રમંડળ ઘણું વિશાળ હતું. એ સમયના ઘણા સુપ્રસિદ્ધ ગૃહસ્થો સાથે એમને ગાઢી મિત્રતા હતી. ત્હેમના સરળ સ્વભાવમાં એવી મોહક આકર્ષણશક્તિ હતી કે એકવાર જ્હેની સાથે ત્હેમને વાર્તાલાપ થતો ત્હેના હૃદયમાં એ સર્વદાને માટે વસી જતા, ઑનરેબલ મી. કિરતોદાસપાલ. સી. આઈ. ઈ. ને એક સાધારણ કારકુનના પદ ઉપરથી હિન્દુપેટ્રિયટના સંપાદક અને માલિક બનાવનાર એ પોતેજ હતા.

સ્વર્ગસ્થ કેશવચન્દ્ર સાથે પણ એમને ઘણો સ્નેહ હતો. અનેક વિષયમાં બન્નેના વિચારોમાં ઘણો મતભેદ હતો, છતાં બન્ને સરળચિત્ત, અને દેશહિતૈષી હતા એટલે પરસ્પરના મેળાપમાં ઉભય મહાશયો એક અપૂર્વ સુખ અનુભવ કરતા. કેશવબાબુ ઘણીવાર એમને ઘેર જતા અને બન્ને જણા દેશોદયની ખૂબ વાતો કરતા.

પ્રસિદ્ધ તત્ત્વવેત્તા સ્વર્ગસ્થ રાજનારાયણ બસુ સાથે પણ એમને એવીજ દોસ્તી હતી, રાજનારાયણ બસુ મહત્ત્વના પ્રત્યેક કાર્યમાં એમની સલાહ લેતા, એમની એવી માન્યતા હતી કે વિદ્યાસાગર ધર્મ પ્રચારક થયા હોતતો દેશનું ઘણું કલ્યાણ થાત.

સ્વામી વિવેકાનંદના ગુરૂ દક્ષિણેશ્વરના પરમયોગી સાધુ શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવ ઉપર વિદ્યાસાગરની ઘણી ભક્તિ હતી. રામકૃષ્ણ દેવની સરળતા અને દૃઢ વિશ્વાસે પ્રથમ મુલાકાતેજ વિદ્યાસાગરને ત્હેમના તરફ આકર્ષ્યા હતા. પરમહંસ દેવ પણ ઘણા ભક્ત વત્સલ હતા. એ વારંવાર વિદ્યાસાગરને મળવા ત્હેમને ઘેર જતા અને કહેતા કે 'આજ સાગરમાં આવ્યોછું. થોડા ઘણાં રત્ન સંગ્રહ કરીને લઇ જઇશ.'

પોતાના મિત્રોના કુટુંબમાં વિદ્યાસાગર ઘણા જલ્દી પલોટાઇ જતા. બાળકો ઉપર ત્હેમનો વિશેષ પ્રેમ હતો. મિત્રોને તથા મિત્રોના કુટુંબીઓને મદદ આપવાને એ કદી પાછી પાની કરતા નહીં. દેશ ભક્ત લોકમાન્ય વક્તા સુરેન્દ્રનાથ બેનરજીના પિતા દુર્ગાચરણ બાબુ એમના

પરમ પ્રિય મિત્ર હતા. એ સંબંધને લીધે સુરેન્દ્રનાથ ઉપર એમણે પોતાના જીવનની છેલ્લી ઘડી સુધી અત્યંત સ્નેહ રાખ્યો હતો. વિલાયતમાં સુરેન્દ્રનાથને જ્યહારે સિવિલ સર્વિસની પરીક્ષા વખતે ઉમર સંબંધી બાધ નડ્યો ત્યહારે વિદ્યાસાગરે પરિશ્રમ કરીને માનનીય જસ્ટિસ દ્વારકાનાથ મિત્ર વગેરેની સલાહથી ઉમરને લગતા કાયદાનો ખુલાસો મોકલી આપીને સુરેન્દ્રબાબુને ઘણી મદદ આપી હતી. ત્યહાર પછી પણ જ્યહારે સુરેન્દ્રબાબુએ સિવિલ સર્વિસ સાથેનો પોતાનો સંબંધ છોડ્યો ત્યહારે વિદ્યાસાગરેજ ત્હેમને પોતાની મેટ્રોપોલિટન્ કૉલેજમાં અધ્યાપક તરીકે નોકર રાખ્યા હતા.

મિત્રોના કુટુંબ પ્રતિ ત્હેમનો કેટલો સ્નેહ હતો તે દર્શાવવા એક બીજું ઉદાહરણ આપી હમે આ પ્રકરણ સમાપ્ત કરીશું. ત્હેમના મિત્રોમાં એક આબરૂદાર કાયસ્થ ગૃહસ્થ હતા. ત્હેમની સ્ત્રી વિદ્યાસાગરને 'પિતા' શબ્દથી સંબોધીને સુખી થતી હતી. પણ એ સ્ત્રીનું ભેજું ખસેલું હતું. એના મગજમાં એવુંજ ભૂત ભરાયું હતું કે પિતા વિદ્યાસાગર ખવરાવે તોજ ખાવું. બીજા કોઇના હાથે અથવા પોતાને હાથે ખાતી નહીં. વિદ્યાસાગરે ૭ મહિના સુધી લાગલાગટ દસ વાગ્યે એ મિત્રને ત્હાં જઇને પુત્રી સમાન એ ગાંડી સ્ત્રીને પોતાને હાથે ભોજન કરાવ્યું હતું.

પોતાના બહાર ગામ વસતા મિત્રોના કુટુંબમાં કોઇ પણ મનુષ્યના મંદવાડની ખબર મળતાં પોતે ત્હાં પંહોચતા અને સારા ડાકટરની દવા કરાવવા સારૂ ત્હેને પોતાની સાથે પોતાને ઘેર કલકત્તા લઇ આવતા. ટુંકામાં, એ જેટલા કુટુંબ વત્સલ હતા એટલાજ મિત્ર વત્સલ હતા.

## પ્રકરણ ૧૨ મું.

### સ્વર્ગારોહણ.

નવ્ય ભારતના પરમ ગૌરવસ્થળ, ભારતજનનીના વીર પુત્ર ઇશ્વરચન્દ્રની જીવનલીલા સમાપ્ત થવા આવી. ત્હેમના પરલોક ગમનના એક વર્ષ પૂર્વે ત્હેમની પ્રિય પત્ની દીનમયી દેવી અતિસાર રોગથી પીડાવા લાગ્યાં. અને ઇ. સ. ૧૮૮૮ ની ૧૩ મી ઑગસ્ટે વિદ્યાસાગરના જીવનની સુખ દુઃખની ભાગી, પતિપરાયણ સાધ્વી સ્ત્રી, પતિ, પુત્ર, કન્યા; પૌત્રપૌત્રી અને દૌહિત્ર, દૌહિત્રી આદિ વસ્તારની સેવા સુશ્રુષા પામીને પૂર્ણ સૌભાગ્ય સુખ સાથે સ્વર્ગધામમાં સીધાવ્યાં. દીનમયી હોશિયાર ગૃહિણી હતાં. સાસુજીની માફક એમને પણ પોતાને હાથે રાંધીને ગરીબોને ખવરાવવાનો ઘણો શોખ હતો. પુણ્યદાન કરવામાં પણ ત્હેમની પૂરેપૂરી પ્રવૃત્તિ હતી પરન્તુ વિદ્યાસાગરે જ્હારે એમના એક પુત્ર નારાયણચન્દ્રને કહાડી મુક્યો ત્યહારે પુત્ર વત્સલ દીનમયીએ નારાયણનો પક્ષ લીધો હતો. પતિથી છાનાં એમણે ઘણીવાર પુત્રને મદદ કરી હતી. પોતાનાં ઘરેણાં સુદ્ધાન્ત કેટલીકવાર એને સહાય્ય કરવા સારૂ ગીરવે રાખ્યાં હતાં. એથી વિદ્યાસાગર મહાશય ત્હેમના ઉપર ગુસ્સે થયા હતા. પરન્તુ દીનમયીનું મૃત્યુ થતાં વિદ્યાસાગરના હૃદયમાં દાંપત્ય સુખ સ્મૃતિ તાજી થઈ આવી. દીનમયીની ખોટ ડગલેને પગલે જણાવા લાગી. ત્હેમના વિયોગ જનિત શોકાગ્નિથી એમનું હૃદય સળગવા લાગ્યું. એ અન્તર્ દાહથી એમનો રોગ પણ વધી ગયો. પત્નીના મૃત્યુ પછી વિદ્યાસાગરના શરીરમાં કે મનમાં પૂર્ણ શક્તિ કોઈ દિવસ જોવામાં આવી નહીં. ત્હેમનું દુઃખમય જીવન દિન પ્રતિદિન નિસ્તેજ થવા લાગ્યું. પણ એ દશામાં પણ જ્યહારે તબિયત સુધરતી ત્હારે પોતાના આસન ઉપર બેસીને કામ કરવા લાગતા. આળસુ બેસી રહેવું એતો એમના સ્વભાવથીજ વિરૂદ્ધ હતું.

પોતે એટલા બધા ઉદ્યોગી હતા કે શરીરની એવી જર્જરિત અવસ્થામાં લેશ માત્ર પણ શક્તિ જણાતાં પોતાની પરમપ્રિય સંસ્થા મેટ્રોપોલિટન કૉલેજની તરફ ધીમે ધીમે જતા. આ સંસ્થા ઉપર ત્હેમની કેટલી બધી પ્રીતિ હતી તે એટલા ઉપરથીજ સ્પષ્ટ થશે.

કેટલાક વર્ષ પૂર્વે ગાડીમાંથી પડી જવાથી વિદ્યાસાગરને 'લિવર' માં જે ઘા લાગ્યો હતો ત્હેણે ઘડપણમાં વધારે જોર દાખવવા માંડ્યું. ધીમે ધીમે તાવ પણ આવવા લાગ્યો. સુયોગ્ય ડાક્ટરો અને વૈદ્યરાજોની દવા થતી રહી. સેવા સુશ્રુષા કરવામાં પણ કાંઇ કચાશ રાખી નહી. સડક ઉપર ગાડીઓનો અવાજ ન થાય એટલા માટે એના ઉપર સુકું ઘાસ બીછાવી દેવામાં આવ્યું. મ્યુનિસિપાલેટીએ પોતાની મેલા પાણીની ગાડીઓ એ રસ્તેથી લઇ જવી બંધ કરી દીધી. કલકત્તાના સૌથી વિદ્વાન્ હોમિયોપેથિક ડૉક્ટર મહેન્દ્રલાલ સરકાર પોતાના ઇષ્ટ મિત્રને જોવા આવ્યા હતા. ઘણા લાંબા કાળની દોસ્તીનો અન્ત પાસે આવતો જોઇ બન્ને મિત્રો ઘણાજ ઉદાસ થઈ ગયા. બન્નેનાં હૃદય ભરાઈ આવ્યાં. અને મહામહેનતે છેવટની બેચાર વાતો કહી. લોકમાન્ય સુરેન્દ્રનાથ બેનરજી પણ છેવટના સમયમાં પોતાના આ મુરબ્બીને મળવા આવ્યા. ઘણા સ્નેહપૂર્વક પોતાની પાસે બેસવાનો ઇશારો કરીને, સદાના રમુજી સ્વભાવ મૂજબ, પોતાની પાકી ગયેલી મુછોને સ્પર્શ કરીને વિદ્યાસાગરે સુરેન્દ્રનાથને કહ્યું 'ત્હમારી મુછો પણ આટલી વ્હેલી પાકી ગઇ?' આ પ્રમાણે મળવા આવનારા સ્નેહીઓ સાથે અન્તકાળ સુધી સ્નેહ અને આદરપૂર્વક વાર્તાલાપ કરતાં કરતાં ત્હેમની વિદાયનો સમય આવી પહોચ્યો. બંગાળી સંવત ૧૨૯૭ના શ્રાવણ સુદી. ૧૩ ને ઇ. સ. ૧૮૯૧ ની ૨૯ મી જુલાઇએ રાતના બે વાગ્યાને અઢાર મિનિટે, શાન્ત સમયે, મહાત્મા ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગરનો પવિત્ર આત્મા અમરધામમાં પહોચ્યો. બંગાળામાં ઘેરઘેર હાહાકાર વર્તી રહ્યો, સ્વજનો અને સ્નેહીઓના રૂદનથી રાત્રીની નિસ્તબ્ધતા જતી રહી. પ્રભાત થતાં ન થતાંમાંતો એમના શબને

સ્મશાન તરફ લઈ જવામાં આવ્યું. માર્ગમાં થોડો સમય એમની અત્યંત પ્રિય મેટ્રોપોલિટન કૉલેજ આગળ થઈને થોડીવાર થોભાવીને, સ્વજનો હેમને કલકત્તાના મહા સ્મશાન નિમતલ્લાઘાટ ઉપર લઇ ગયા. ચન્દનના કાષ્ઠની ચિતા ઉપર એમના મૃતદેહને સુવાડવામાં આવ્યો, ચારે તરફ સગાંસબંધીઓ શોકપૂર્ણ મુખે ઉભા રહ્યા. આ દશામાં પ્રાતઃકાળે હેમની છબી પાડી લેવામાં આવી. ત્હાર પછી હેમના અંત્યેષ્ઠિ કર્મની તૈયારી થઇ, અને જોતજોતામાં હેમનો પવિત્ર જીર્ણ દેહ ભસ્મરૂપ થઇ ગયો. હેમના નાશવાન શરીરના અવશેષોને તો બંગાળીઓએ પવિત્ર ભાગીરથીમાં વહેવરાવી નાંખ્યા, પણ હેમની અચળ કીર્તિ આ જગતમાં સદૈવ તાજીને તાજી રહેશે.

વિદ્યાસાગરના મૃત્યુથી બંગાળામાં અને સમસ્ત ભારતવર્ષમાં શોક છવાઇ રહ્યો. કલકત્તાના વિદ્યાર્થી વર્ગે વિદ્યાસાગરના મૃત્યુથી પોતાને પિતૃહીન માનીને એક દિવસ પગરખાંનો ત્યાગ કરીને સૂતક પાળ્યું. ભારતવર્ષના દેશી તથા અંગ્રેજી, સરકારી તથા પ્રજાપક્ષી બધા વર્તમાનપત્રોએ હેમના ગુણ ગાઇને શોક પ્રગટ કર્યો. બંગાળાના પ્રસિદ્ધ પ્રસિદ્ધ કવિઓએ હેમના વિરહ દુઃખથી કવિતાઓ લખી, કલકત્તાના કેટલાએ બજારોમાં તથા ખાનગી અને સરકારી નિશાળોમાં હેમના માનમાં પાખી પાળવામાં આવી. હેમના મૃત્યુને માટે શોક પ્રદર્શિત કરવાને માટે સેંકડો સભાઓ થઈ અને સ્મારક ચિહ્નને માટે સૂચનાઓ રજૂ થઇ. ઇ. સ ૧૮૯૧ ની ૨૭ મી ઑગસ્ટે કલકત્તાના ટાઉન હૉલમાં જાહેર પ્રજા તરફથી શોક પ્રગટ કરવાને જે ગંજાવર સભા ભરાઇ હતી હેનું પ્રમુખ સ્થાન બંગાળાના લેફટેનંટ ગવર્નર સર ચાર્લ્સ ઇલિયટે પોતે સ્વીકાર્યું હતું. પણ શોકની વાત છે કે, જે મહાત્માએ પોતે નિર્ધન અવસ્થામાં રહીને પોતાના ખરા પરસેવાની કમાઇમાંથી, દરિદ્રોની સેવામાં અને દેશહિતનાં બીજા અનેક સત્કાર્યમાં, દસબારલાખ રૂપિયા ખર્ચ કર્યા હતા, હેમના સ્મારકમાં, કલકત્તા જેવા શહેરમાં ફકત દસહજાર રૂપિયા ભરાયા ! ! અલબત્ત હાલમાં રાવ-

બહાદુર ગજેન્દ્રનારાયણે ઢાકા કૉલેજને ત્રણહજાર રૂપિયા આપીને એક વિદ્યાસાગર સ્કૉલરશિપ સ્થાપી છે, તથા તે સિવાય કેટલીક જગ્યાએ ન્હાનાં ન્હાનાં સ્મારક ચિહ્નો સ્થાપવામાં આવ્યાં છે. અસ્તુ ! ! વિદ્યાસાગરનું સ્મારક કોઇ સ્થાપે કે ન સ્થાપે ત્હેનો કાંઇજ દરકાર નથી. જ્યહાં સુધી બંગાળી ભાષા પૃથ્વી ઉપર હયાત રહેશે, જ્યહાંસુધી દયા અને ઉદારતાની આ દુનિયામાં કદર થતી રહેશે અને જ્યહાં સુધી વિદ્યાસાગરનાં પુસ્તકોનું એક પણ પાનું જળવાઇ રહેશે ત્યહાં સુધી ત્હેમનું નામ અમરજ રહેશે. સજ્જન સમાજમાં ત્હેમનું પવિત્ર નામ સદા ઘણા આદર સન્માન સાથે ઉચ્ચારવામાં આવશે.

બંગાળા પ્રાન્તમાં વિદ્યાસાગરને માટે સાધારણ લોકોને પણ એટલું બધું માન છે કે ગમે ગામ, ગલીએ ગલી અને ઘેરે ઘેર સ્ત્રીઓ પણ પોતાના ગામડીઆ ગીતો વડે ત્હેમનાં ગુણ ગાન કરી રહી છે. બંગાળામાં એક પ્રકારનાં ધોતીઆં વણાય છે ત્હેમનું નામ ‘ વિદ્યાસાગર પાડ ’ છે. પ્રેસમાં અક્ષરોનાં બીબાં રાખવાની એક નવી પદ્ધતિ એમણે ચલાવી હતી તે આજ સુધી ‘ વિદ્યાસાગર સોર્ટ’ના નામથી પ્રચલિત છે.

વિદ્યાસાગરના વિમળ ચરિત્રમાંથી આપણને ઘણું એ શિખવાનું મળી આવશે. પ્રિય વાચકો ! મનુષ્ય જાત મહેનતથી કેવી રીત્યે આગળ વધી શકે છે તે જોવું હોયતો વિદ્યાસાગરનું ચરિત્ર જુઓ, સત્ય અને ધર્મના માર્ગ ઉપર ચાલ્યાથી મનુષ્ય કેવો સુખી અને કીર્તિમાન થાય છે તે જાણવું હોયતો વિદ્યાસાગરનું ચરિત્ર વાંચો, દૃઢતા અને ખંતથી કામ કરવાથી મનુષ્ય દુઃસાધ્ય દેખાતા કામને પણ કેવી સ્હેલાઇથી સાધી શકે છે તે શિખવું હોયતો વિદ્યાસાગરના ચરિત્રમાંથી શિખો. સરકારના પ્રીતિ પાત્ર થઇને પણ મનુષ્ય પોતાના દેશનું કલ્યાણ કેવી રીત્યે કરી શકે છે એ સ્હમજવું હોય તો વિદ્યાસાગરના ચરિત્ર ઉપર ધ્યાન આપો, અને બહારની ટાપટીપને દૂર કરીને, ઉદારતા દયા તણા સત્યના ગુણો વડે મનુષ્ય કેવી રીત્યે શોભાયમાન અને પ્રતિષ્ઠિત

થઈ શકે છે એ હૃદયમાં ઠસાવવું હોય તો મહાત્મા ઈશ્વરચન્દ્રના ચરિત્ર ઉપર વિચાર કરો.

સામાન્ય મનુષ્યો કરતાં વિદ્યાસાગરના જીવનની વિશેષતા દર્શાવતાં શ્રદ્ધાસ્પદ પંડિત શ્રીયુક્ત શિવનાથ શાસ્ત્રી એમ. એ. યોગવાસિષ્ઠ ગ્રન્થમાંનો નીચેનો શ્લોક ઉદ્ધૃત કરે છેઃ—

**तरवोऽपि हि जीवन्ति जीवन्ति मृग पक्षिणः।**
**सजीवति मनो यस्य मननेन हि जीवति ॥**

તરૂલતાઓ પણ જીવન ધારણ કરે છે, પશુ પક્ષિઓ પણ જીવન ધારણ કરે છે, પણ ખરેખર તો એજ જીવે છે કે જે મનન દ્વારા જીવિત રહે છે.

મન દરેક મનુષ્યમાં હોય છે પણ સાધારણ મનુષ્યનું મન રિવાજ અને ટેવને આધીન થઈને ચાલે છે. પોતાની મેળે સત્યાસત્યનો નિર્ણય કરી યોગ્ય માર્ગ શોધી ક્હાડવાની શક્તિ ત્હેમનામાં હોતી નથી. પણ મહાન્ પુરૂષો જેઓ મનન ક્રિયાદ્વારા જીવે છે તેઓને આત્મરક્ષણ માટે જાતે માર્ગ શોધવો પડે છે. મનનશીલ મનુષ્યોને માટે પણ આપણી માફક સંસારનાં વ્યક્તિગત સુખ દુઃખ, લાભ હાનિ હોય છે, પણ તે ઉપરાંત ત્હેમને અન્તર્જીવનનાં સુખ દુઃખ મનોજીવનનાં લાભ હાનિ તરફ પણ જોવાનું હોય છે. એ અન્તર્જીવનનું મૂળ લક્ષ્ય હોય છે પરમાર્થ. દુનિયામાં આત્મરક્ષાને માટે જરૂરજોગ સ્વાર્થ એમને પણ હોય છે, પણ સ્વાર્થ અને પરમાર્થનું સામંજસ્ય સાધીને સંસાર ચલાવવો એજ ત્હેમના માનવ જીવનનો આદર્શ હોયછે. પણ જ્યહાં સ્વાર્થ અને પરમાર્થનો વિરોધ આવે છે ત્યહાં '**अर्धंम त्यजति पण्डितः**' એ પ્રમાણે પરમાર્થનો સ્વીકાર કરીને સ્વાર્થનો ત્યાગ કરે છે. મનોજીવનવાળા મનુષ્યોમાં બીજી વિશેષતા એ હોયછે કે એ લોકો 'ગતાનુગતિક' નથી હોતા. ગાડરિયા પ્રવાહની પેઠે સારા કે ખોટા ચાલતા આવેલા રિવાજને અંધપણે વળગી રહેવું એમને પસંદ નથી હોતું. વિદ્યાસાગરનું ચરિત્ર વાંચ્યાથી જણાઈ આવશે કે એમના

ચરિત્રમાં સાધારણ મનુષ્ય કરતાં એજ વિશેષતા હતી. હેનેજ લીધે સત્યતા, દયા, દઢતા, અને પરોપકાર આદિ અનેક ગુણો એમના જીવનમાં ખીલી નીકળ્યાં હતાં, અને જનસમાજની નિઃસ્વાર્થ સેવા કરીને એ અચળકીર્તિ પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી નીવડયા હતા.

આ મહા પુરૂષ પોતાના જીવનવડે આપણી આગળ જે મહા દૃષ્ટાન્ત મુકી ગયા છે હેની શું આપણે અવગણના કરીશું ? આપણે શું એમાંથી કાંઇપણ ઉપદેશ નહીં ગ્રહણ કરીએ ? જહેમણે લોકહિતના વ્રતમાં જીવનોત્સર્ગ કર્યો હતો, હેમના સ્મરણાર્થ હેમનું પવિત્ર નામ લેઇને, આપણે એ વ્રત પાળવાને યત્ન કરીને, હેમના પ્રતિ કૃતજ્ઞતા પ્રગટ નહીં કરીએ ? જહેમણે બીજાંઓની સેવામાં પોતાની સમસ્ત સંપત્તિ ઉત્સર્ગ કરી દીધી હતી હેમનો ઉપદેશ આપણા સ્વદેશવાસીઓની કર્તવ્ય બુદ્ધિ જાગૃત નહીં કરે ? પ્રત્યેક ભારતવાસી વિદ્યાસાગરના જીવનની ત્રુટીઓ ઉપર લક્ષ ન આપતાં, એમના અનેક સદ્‌ગુણોનું અનુકરણ કરીને દેશનું કલ્યાણ સાધે એજ હમારી સર્વ શક્તિમાન પ્રભુ પાસે પ્રાર્થના છે। અસ્તુ ! ।. અસ્તુ ! ! !

---



## શિવપ્રસાદ દલપતરામ પંડિત લિખિત જીવનચરિત્રનું બીજું પુસ્તક.

# દેવી અઘોર કામિની.

## ( બીજી આવૃત્તિ. )

આ પુસ્તકમાં વર્તમાન યુગની એક પરોપકારી ઈશ્વરપરાયણ બંગાળી સન્નારીનું જીવનચરિત્ર વર્ણવાયું છે. થોડાજ સમયમાં એની બે આવૃત્તિઓ નીકળી ચુકી છે. લગભગ બેહજાર નકલો, કેટલાક સદ્‌ગૃહસ્થો તરફથી વિના મૂલ્યે સ્ત્રીઓમાં વ્હેંચવામાં આવી છે. બીજી આવૃતિ આર્ટપેપરના સુંદર ચળકતા પૂંઠા સાથે બહાર પાડવામાં આવી છે. શુભ પ્રસંગોએ સ્ત્રીઓમાં વ્હેંચવા માટે યોગ્ય પુસ્તક છે.

### પુસ્તક સંબંધી થોડાક અભિપ્રાયો.

---

સાક્ષરશ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી. જાનેવારી ૧૯૧૧ ના મોડર્ન રીવ્યુમાં લખે છે.

"Devi Aghor Kamini has left a name in Bengal as a very philanthropic lady, and this manual contains the report of a speech dealing with her life and life work, delivered by Mr. Shivaprasad Pandit, under the Presidentship of Mrs. Sharda Sumant Mehta. B. A; at Ahmedabad. It is a commendable attempt on the part of the author to make our side of India acquainted with the good that is being done on its other side."

" × × You have rendered timely service to the cause of Seva Sadan by publishing your life of Devi Aghor Kamini. Her life is a hymn of devotion and service.–રા. રા. રણછોડલાલ વાવાભાઈ મહેતા. બી. એ.

" × × I read the book અઘોરકામિની and explained it to our probationers who do not understand Gugarati It depicts in short the lines of the Seva Sadan in the life of the venerable lady અઘોરકામિની. The pamphlet is worth a perusal by all " × × શ્રીમતી યશોદાબાઈ ઠાકુર સેવા સદનનાં આસિસ્ટંટ સેક્રેટરી.

" × × I can truly say that I have enjoyed reading the work (દેવી અઘોરકામિની) very much indeed × × It ought to do our Indian ladies good to read of such a noble woman. × × દેવી અઘોરકામિની is a good example to us all and we should all better the world if we were a particle like her. I am very much obliged to you for your sending me the book. Miss. F Mac Afee.

Principal. Female Training College.

Baroda State.

× × અઘોરકામિનીના પુસ્તક માટે ઉપકાર માનું છું. પુસ્તક ન્હાનું પણ બહુ ઉપયોગી છે. × ×

સા. શ્રી. મણિશંકર રત્નજી ભટ્ટ. બી. એ.

"દેવી અઘોર કામિની બંગાળી ભાષામાંથી ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ કરનાર શ્રીયુક્ત શિવપ્રસાદ દલપતરામ પંડિત તરફથી આ લઘુ પુસ્તકની બીજી આવૃત્તિની એક નકલ અભિપ્રાયાર્થે મળીછે તે માનપૂર્વક સ્વીકારવામાં આવે છે.

જનસમુહ, સ્વકુટુમ્બ અને પતિના હિતમાં સન્નારીઓ પોતાનું જીવન કેટલું ઉપયોગી ગણે છે, તે ઉપલા નામથી પ્રગટ થએલાં પુસ્તકમાં દેવી અઘોરકામિનીનું જીવનચરિત્ર વાંચવાથી સ્ત્રીઓએ આ જગત્‌માં જન્મ લઇને પોતાનું જીવન સફળ કરવાને કેવાં કેવાં પરોપકારી કાર્યો કરવાની જરૂર છે, ત્હેનું જ્ઞાન સાથે ભાન થાય એમ છે. × × દેવી અઘોરકામિનીના જીવનચરિત્રનું ગુજરાતીમાં ભાષાન્તર કરી સ્ત્રી વર્ગને જે લાભ આપ્યો છે તે માટે આ પ્રસંગે શ્રીયુત શિવપ્રસાદ દલપતરામ પંડિતનો ઉપકાર માનીશું.

સૌ. જમનાબાઈ નગીનદાસ સકૈ

ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળનાં પ્રમુખ અને સેવા સદનનાં

જોઇન્ટ સેક્રેટરી. મુંબાઇ.

**મૂલ્ય ફકત દોઢ આનો.**

મળવાનું ઠેકાણું:—શિવપ્રસાદ દલપતરામ પંડિત.

બારાં-કોટાસ્ટેટ-રાજપુતાના.

શિવપ્રસાદ દલપતરામ પંડિત કૃત.

સ્ત્રીશિક્ષાપયોગી, ઉપદેશપૂર્ણ, ઉત્કૃષ્ટ પુસ્તક.

# દેવી અઘોરકામિની.

એક સુશિક્ષિત. આદર્શ ચરિત, દેશ સેવા કરનાર સાધ્વીનું
અપૂર્વ જીવન ચરિત્ર.

મૂલ્ય ૦ ૧-૬.

---

# મૈત્રેયી.

ધર્મ બોધક. વૈદિક સમયનું સંસાર ચિત્ર

મૂલ્ય ૦-૧૦.

---

# કથાકુંજ.

બોધ જનક. રસમય લોકપ્રિય ટુંકી વાર્તાઓનો સંગ્રહ.

---

**શા. રમણીક. અ. મ્હેતા કૃત.**

# ડાર્વિનિઝમ

વા

## અભિવ્યક્તિવાદ

---

# પુષ્પ રેણુ.

ઉજ્વલ, રસમય, મનોરમ ન્હાની ન્હાની વાર્તા.

**રમણીક, અ. મ્હેતા,** કાંદાવાડી, **મુંબાઈ.**

---

Title Page printed at the Bombay Art Printing Works, Fort.